# हिंदी शिक्षिका.




प्रयोजक और प्रकाशक,

डाह्याभाई रामशंकर ठाकर

और

महादजी गौरीशंकर ठाकर

वढेगाम.

# हिंदी शिक्षिका



प्रयोजक और प्रकाशक

डाह्याभाई रामशंकर ठाकर

और

प्रह्लादजी गौरीशंकर ठाकर



मूल्य ०-१२-०

प्रथम संस्करण.

प्रत १०००.

*

संवत् १९८५.

इ. स. १९२९.

मुद्रणस्थान: आदित्य मुद्रणालय, रायखड रोड; अहमदावाद.

मुद्रक: गजानन विश्वनाथ पाठक.

# प्रस्तावना.



हिंदुस्तान में भिन्न भिन्न अनेक भाषाएँ बोली जाती हैं। उनमेंसे बहुतेरी भाषाएँ संस्कृत से उत्पन्न हुई हैं। संस्कृत से उत्पन्न हुई भाषाओं में हिन्दी, बँगला, गुजराती और मराठी मुख्य हैं।

सारे देश में एक भाषा न होने के कारण एक प्रान्त के लोगों के विचार दूसरे प्रान्त के लोग बराबर समझ नहीं सकते; और इससे व्यवहार में भी बड़ी मुश्केली उपस्थित होती है। इस लिये सारे देश में एक भाषा होने की आवश्यकता समझी जाती है। एक भाषा होने के कारण अपनी प्रान्तिक भाषा को छोड़ देना ऐसा कहने का हमारा उद्देश नहीं है; किन्तु अपनी भाषा के साथ एक ऐसी भाषा जाननी चाहिए कि जिससे सब प्रान्तों के लोग एक दूसरे के विचार समझ सके। ऐसी सर्वमान्य भाषा को राष्ट्र भाषा कहना उचित है। अब यह प्रश्न उपस्थित होता है कि किस भाषा को राष्ट्र भाषा बनानी चाहिए। इस विषय में विचार करने से यही मालूम पड़ता है कि हिन्दी भाषा ही राष्ट्र भाषा होने के योग्य है। क्यों कि,

१ देश की दूसरी किसी भाषा की अपेक्षा हिंदी भाषा सब भाषाओं को अधिक मिलती जुलती है।

२ हिंदी भाषा बोलनेवालों की संख्या दूसरी भाषा बोलनेवालों की संख्या से अधिक है।

२ हिंदी नाम ही ऐसा है कि ज़िससे सारे देश की भाषा का बोध होता है, जब दूसरी भाषाओं से अमुक प्रान्त या अमुक कौम की भाषा का बोध होता है ।

ऐसे कारणों से हमारे देशनायक गण हिन्दी भाषा का सब प्रान्तों में प्रचार करने को पुकार कर कहते हैं। हमारे श्रीमंत महाराजा साहब ने भी इसी उद्देश से अपने सारे राज्य में हिंदी शिक्षा का प्रबंध लगभग बीस बरस से किया है; और दिनप्रतिदिन नए २ हुक्म प्रकट कर के उस कार्य में अनमोल सहाय दे रहे हैं। सद्भाग्य से हमारे शिक्षा विभाग के विद्याधिकारी माननीय महाशय श्रीयुत् नंदनाथ के. दीक्षित साहब है, कि जिनका हिन्दी प्रेम अपूर्व है। वे भी श्रीमंत महाराजा साहब के आज्ञानुसार हिन्दी भाषा का प्रचार करने का प्रयत्न तन मन से कर रहे हैं।

परंतु अभी तक लड़कों को जो पुस्तकें सिखाई जाती हैं, उन पुस्तकों में केवल हिन्दी के पाठ दिए गए हैं। इनसे हिन्दी भाषा का यथार्थ ज्ञान नहीं मिल सकता। हमारा ऐसा अनुभव है कि व्याकरण के ज्ञान बिना किसी भी भाषा का शास्त्रीय, संपूर्ण और परिपक्व ज्ञान नहीं होता। इससे गुजराती व्याकरण के साथ हिंदी व्याकरण का संयोग कर के रची हुई पुस्तक की आवश्यकता जान पड़ती थी। इस आवश्यकताको पूर्ण करने के लिये हमने इस पुस्तक को रचना की है।

इसमें गुजराती के साथ हिन्दी व्याकरण, गुजराती हिन्दी शब्द, हिन्दी अनुवाद के लिये गुजराती वाक्य और पादपूर्ति के लिये, काल तथा वाच्य बदलने के लिये एवं शुद्ध करने के लिये हिन्दी वाक्य दिए गए हैं। गुजराती वाक्य अधिक प्रमाण में दिए गए हैं, क्यों कि गुजराती का हिन्दी अनुवाद करते आना यही आवश्यक वस्तु है। आधुनिक शिक्षण पद्धति के क्रमानुसार इस पुस्तक की रचना की गई है।

यह पुस्तक गुजराती विद्यार्थियों को हिन्दी सीखने में जितनी उपयुक्त होगी, उतनी हम हमारे कार्य में सफलता मानेंगे।

ता. ९-४-२९.

**प्रयोजक.**



# અનુક્રમણિકા.

## ભાગ ૩ જો.





# हिंदी शिक्षिका

## ભાગ ૧ લો.

### પાઠ ૧

### હિંદી વર્ણમાળા—हिन्दी वर्णमाला

વર્ણ બે જાતના છે. સ્વર અને વ્યંજન.

ગુજરાતીની માફક હિંદીમાં પણ ૧૧ સ્વર છે તે નીચે પ્રમાણે

અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, એ, ઐ, ઓ, ઔ

अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ए, ऐ, ओ, औ

કેટલાક અં અને અઃ ને સ્વરમાં ગણે છે.

ગુજરાતીમાં વ્યંજન ૩૪ છે અને હિંદીમાં વ્યંજન ૩૩ છે તે નીચે પ્રમાણે.

ક, ખ, ગ, ઘ, ઙ; ચ, છ, જ, ઝ, ઞ; ટ,

क, ख, ग, घ, ङ। च, छ; ज, झ, ञ। ट,

ઠ, ડ, ઢ, ણ; ત; થ, દ, ધ, ન; પ, ફ, બ;

ठ, ड, ढ, ण। त, थ, द, ध, न। प. फ, ब,

# ભ, મ; ય, ર, લ, વ; શ, ષ, સ; હ; ળ.

# भ, म। य, र, ल, व। श, ष, स, ह।

હિંદીમાં 'ળ' હોતો નથી. 'ળ' ને બદલે હિંદીમાં ल વપરાય છે.

ગુજરાતીમાં કેટલાક ક્ષ અને જ્ઞ વ્યંજન ભેગા ગણી એકંદર ૩૬ વ્યંજન ગણે છે તેમ હિંદીમાં પણ કેટલાક क्ष અને ज्ञ સુદ્ધાં ૩૫ વ્યંજન ગણે છે પરંતુ ખરી રીતે જોતાં क्ष અને ज्ञ વ્યંજન નથી પણ સંયુક્ત વ્યંજન એટલે જોડાક્ષર છે.

क्ष = क् + ष. અને ज्ञ = ज् + ञ

ઉપરના બધા વ્યંજનોમાં अ ભળેલો છે કેમકે તેના વિના વ્યંજનનો ઉચ્ચાર થઈ શકતો નથી.

ऋ ને છોડીને અને अं અને अः ને લઈને વ્યંજનોની સાથે બધા સ્વરોના મેળાપને બારાખડી ( बारहखड़ी ) કહે છે. 'ક'ની બારાખડી નીચે પ્રમાણે.

# ક, કા, કિ, કી, કુ, કૂ, કે, કૈ, કો, કૌ, કં, કઃ

# क, का, कि, की, कु, कू, के, कै, को, कौ, कं, कः

એજ પ્રમાણે બીજા બધા વ્યંજનોની બારાખડીઓ થાય છે.

હિંદીમાં ड અને ढ ના બબ્બે ઉચ્ચારો થાય છે પહેલો ઉચ્ચાર સામાન્ય છે અને બીજો વિશેષ છે.

જ્યારે ड અને ढ નો વિશેષ ઉચ્ચાર થાય છે ત્યારે તેની નીચે ટપકું ( बिंदी ) મૂકાય છે. જેમકે ड़. ढ़

જ્યારે શબ્દની શરૂઆતમાં ड કે ढ આવે છે ત્યારે તેની નીચે ટપકું આવતું નથી. જેમકે, डाक, डमरू, ढँग, ढोल.

જ્યારે ड અને ढ બેવડાય છે ત્યારે પણ તેમની નીચે ટપકું આવતું નથી. જેમકે गड्ढा, लड्डू, खड्ढा.

હ્રસ્વ સ્વરની પછી અનુનાસિક વ્યંજનનો સંયોગ થાય ત્યારે પણ તેમની નીચે ટપકું આવતું નથી. જેમકે, डंड, पिंडी, मंडप.

આ પ્રમાણે ड અને ढ ની નીચે ટપકું ( बिंदी ) હોતું નથી ત્યારે તેનો ઉચ્ચાર મૂર્દ્ધસ્થાનમાંથી થાય છે.

શબ્દની મધ્યમાં કે અંત્યમાં ड અથવા ढ આવે તો તેની નીચે ટપકું ( बिंदी ) મૂકાય છે. જેમકે, सड़क पकड़ना, आड़

દીર્ઘ સ્વરની પછી અનુનાસિક વ્યંજનનો સંયોગ થાય ત્યારે ટપકું મૂકવું હોય તો મૂકાય છે અને ન મૂકીએ તો પણ ચાલી શકે છે. જેમકે मूँड़ना, मूँडना. मेंढ़ा, मेंढा.

જ્યારે ટપકાવાળા ड અને ढ ( ड़ અને ढ़ ) હોય ત્યારે જીભનો આગલો ભાગ ઉલટાવીને મૂર્દ્ધસ્થાનમાં લગાડવાથી તેમનો ઉચ્ચાર થાય છે.

ગુજરાતીમાં જેમ ફારસી, ઉર્દુ અને અંગ્રેજી શબ્દો દાખલ થયા છે તેમ હિંદીમાં પણ ફારસી ઉર્દુ અને અંગ્રેજી શબ્દો દાખલ થએલા છે.

તેમાં જ્યારે क, ख, ग, ज અને फ અક્ષરો આવે છે ત્યારે તેમની નીચે · ટપકું (बिंदी) મૂકાય છે. क़, ख़, ग़, ज़, फ़

वाक़ी, ख़ुश, ग़रीब, ज़रूरत, फ़ुरसत, ख्वेज़, फ़ीस એવા બિંદી વાળા અક્ષરોનો ઉચ્ચાર જરાક પહોળો થાય છે. क़, ख़, ग़ નો ઉચ્ચાર કંઠમાંથી કરતાં જરાક પહોળો કરવો.

ज़ નો ઉચ્ચાર દંત તાલવ્ય છે.

फ़ નો ઉચ્ચાર દંતોષ્ઠય છે.

હિંદીમાં જ્યારે અક્ષરના પર ઈ કે ઈ નું ચિહ્ન અથવા માત્ર હોતાં નથી ત્યારે તેના પર અનુસ્વાર ઘણું ખરૂં ( ँ ) ચંદ્રબિંદુ જેવું મૂકવાનો રિવાજ છે. જેમકે रँग. आँख. गेहूँ. ऊँट. અને જ્યારે અક્ષર પર ઈ કે ઈ નું ચિહ્ન અથવા માત્ર હોય છે ત્યારે અનુસ્વાર ( ं ) મૂકાય છે જેમકે, लिंग. पचीसवाँ. में. मैं. क्यों. सोंपना.

---

# પાઠ ૨

## ક્રિયાપદ—સામાન્ય વર્ત્તમાનકાળ

## क्रिया—सामान्य वर्त्तमानकाल

દરેક ભાષામાં ક્રિયાપદ એ અગત્યનું પદ છે એના સિવાય વાકય બનતું નથી. એ પ્રમાણે હિન્દી ભાષામાં પણ ક્રિયાપદ અગત્યનું પદ છે. ક્રિયાપદને હિન્દીમાં क्रिया કહે છે.

ચાલુ ક્રિયા બતાવવાને વર્ત્તમાનકાળ વપરાય છે. તેને હિન્દીમાં પણ वर्त्तमानकाल કહે છે.

'હોવું' એ ક્રિયાપદ ગુજરાતીમાં સહાયકારક અને મુખ્ય ક્રિયાપદ તરીકે વપરાય છે. 'હોવું' ક્રિયાપદનું હિન્દી 'होना' થાય છે. અને તે પણ હિન્દીમાં સહાયકારક અને મુખ્ય ક્રિયાપદ તરીકે વપરાય છે.

'होना' સિવાય બીજાં બધાં ક્રિયાપદનાં વર્ત્તમાન કાળનાં રૂપ 'होना'નાં વર્ત્તમાનકાળનાં રૂપ તે ક્રિયાપદોની સાથે મૂકવાથી થાય છે. એ વખતે તેનો ઉપયોગ સહાયકારક ક્રિયાપદ તરીકે થાય છે એ વાત આગળ આવશે.

આ પાઠમાં તેનો ઉપયોગ મુખ્ય ક્રિયાપદ તરીકે કરવામાં આવ્યો છે. તેનાં રૂપ અનિયમિત રીતે થાય છે. તે નીચે આપવામાં આવ્યાં છે તેજ રૂપ મુખ્ય અને સહાયકારક ક્રિયાપદ તરીકે ખપ લાગે છે.

ગુજરાતીમાં નર, નારી અને નાન્યતર એમ ત્રણ જાતિ છે. પણ હિન્દીમાં पुल्लिंग અને स्त्रीलिंग એમ બે જ જાતિ છે. નાન્યતર જાતિ હિન્દીમાં નથી એ વિષે સવિસ્તર હકીકત આગળ આપવામાં આવશે. ક્રિયાપદોનાં રૂપોને જાતિ સાથે સંબંધ છે તેથી તેટલા પૂરતી હકીકત ઉપર આપવામાં આવી છે.

ગુજરાતીની માફક હિન્દીમાં પણ ત્રણ પુરૂષ છે. પહેલો પુરૂષ उत्तम पुरुष, બીજો પુરુષ मध्यम पुरुष અને ત્રીજો

પુરૂષ अन्य पुरुष. હિન્દીમાં एक वचन અને बहु वचन એમ વચન પણ ગુજરાતીની માફક બે છે.

'होना' નાં पुल्लिग અને स्त्रीलिंग બંનેમાં સરખાંજ રૂપ થાય છે.

## होना

| पुरुष | एकवचन | बहुवचन |
|---|---|---|
| उत्तम | मैं हूँ–હું છું | हम हैं–અમે છીએ |
| मध्यम | तू है– તું છે | तुम हो–તમે છો |
| अन्य | वह है–તે છે | वे हैं–તેઓ છે |

હું, અમે, તું, તમે, તે, તેઓ–એ સર્વ નામો છે અને તેઓનું હિન્દી અનુક્રમે मैं, हम, तू, तुम, वह અને वे થાય છે.

હિન્દીમાં વાકય રચના ગુજરાતીના જેવી જ થાય છે એટલે પહેલો કર્ત્તા, પછી કર્મ કે ક્રિયા વિશેષણ અને છેવટે ક્રિયાપદ આવે છે.

ગુજરાતીની માફક હિન્દીમાં તમામ નામ તેમજ પહેલા અને બીજા પુરુષ સિવાયનાં સર્વનામ ત્રીજા પુરૂષમાં આવી જાય છે.

## પ્રશ્ન

૧ હોવું એ ક્રિયાપદને હિન્દીમાં શું કહે છે ?
૨ એ ક્રિયાપદનો કઈ કઇ રીતે ઉપયોગ થાય છે

૩ 'वह है' એનો ગુજરાતીમાં શો અર્થ થાય ?

૪ 'તેઓ છે' એનું હિન્દી શું થાય ?

૫ હિન્દીમાં વાક્યરચના કેવી થાય છે ?

શબ્દો

| | |
|---|---|
| મહાશય—महाशय | મોટું—बड़ा |
| શહેર—शहर | મારો—मेरा |
| ભત્રીજો—भतीजा | લુહાર—लोहार |
| વ્યાકરણ—व्याकरण | દયાળુ—दयालु |
| સર્વજ્ઞ—सर्वज्ञ | જાણીતો—मशहूर |
| ગોવાળ—ग्वाल | ચામડું—चमड़ा |
| સાડી—साड़ी | નિઃસંદેહ—निःसंदेह |
| બળવાન—बलवान | પરાક્રમી—पराक्रमी |
| ગરીબ—ग़रीब | માંદો—बीमार |
| ઉંચું—ऊँचा | ઘરડો—बुड्ढा |
| માણસ—आदमी | નદી—नदी |
| પર્વત—पर्वत | દેશ—देश |
| ગમાર—गँवार | સુંવાળું—मुलायम |
| આ—यह | તો—तो |
| બ્રાહ્મણ—ब्राह्मण | વાણીઓ—बनिया |
| વિદ્વાન—विद्वान | ચતુર—चतुर |
| ચપળ—चपल | રાજા—राजा |

## વાક્યો

૧ કાશી મોટું શહેર છે. ૨ આ મારો ભત્રીજો છે. ૩ આ નિશાળ છે. ૪ આ હિન્દી વ્યાકરણ છે. ૫ તમે દયાળુ છો. ૬ પ્રભુ સર્વજ્ઞ છે. ૭ હું બળવાન છું. ૮ અમે પરાક્રમી છીએ. ૯ તું ગરીબ છે ૧૦ તે માંદો છે. ૧૧ આ માણુસ ઘરડો છે. ૧૩ જમના નદી છે. ૧૪ હિમાલય પર્વત છે. ૧૫ હિન્દુસ્તાન દેશ છે. ૧૬ તેઓ જાણીતા છે. ૧૭ નિઃસંદેહ હરિશ્ચંદ્ર મહાશય છે. ૧૮ શ્રીકૃષ્ણ તો ગમાર ગોવાળ છે. ૧૯ આ સુંવાળું ચામડું છે. ૨૦ આ સાડી લાલ છે. ૨૧ હું બ્રાહ્મણ છું. ૨૨ તમે વાણીઆ છો. ૨૩ તેઓ વિદ્વાન છે. ૨૪ લલિતા ચતુર છે. ૨૫ લક્ષ્મી ચપળ છે. ૨૬ તેઓ રાજા છે. ૨૭ મગન લુહાર છે.

---

## પાઠ ૩

### વર્ત્તમાન કૃદન્ત—वर्त्तमान कालिक कृदन्त.

જે શબ્દ ક્રિયા બતાવે છે પણ વાક્ય બનાવતો નથી તેને કૃદંત કહે છે. અને એ કૃદંત જ્યારે ચાલુ ક્રિયા એટલે વર્ત્તમાનકાળ બતાવે છે, ત્યારે તેને વર્ત્તમાન કૃદન્ત કહે છે. હિંદીમાં એને वर्त्तमान कालिक कृदंत કહે છે.

ધાતુ–ક્રિયાપદના સામાન્ય રૂપમાંથી ' ना ' કાઢી નાખ-વાથી ધાતુ રહે છે. જેમકે,

चलना–चल. आना–आ.

ધાતુના છેડે એકવચનમાં 'ता' અને બહુવચનમાં 'ते' પ્રત્યય લગાડવાથી वर्त्तमान कालिक कृदंत पुल्लिंग—નરજાતિનાં રૂપ બને છે. જેમકે,

| धातु | एकवचन | बहुवचन |
|---|---|---|
| चल—ચાલ | चलता ચાલતો | चलते ચાલતા |
| आ—આવ | आता—આવતો | आते—આવતા |

ધાતુના છેડે બંને વચનમાં ती લગાડવાથી वर्त्तमान कालिक कृदंतનાં स्त्रीलिंग—નારીજાતિનાં રૂપ બને છે. જેમકે,

| धातु | एकवचन | बहुवचन |
|---|---|---|
| चल—ચાલ | चलती—ચાલતી | चलती—ચાલતી |
| आ—આવ | आती—આવતી | आती—આવતી. |

वर्त्तमान कालिक कृदंत નો પ્રયોગ ઘણું ખરૂં હિંદીમાં વિશેષણ જેવો થાય છે જેમકે—चलता लड़का ચાલતો છોકરો.

## પ્રશ્ન

૧ વર્ત્તમાન કૃદંતને હિંદીમાં શું કહે છે?

૨ વર્ત્તમાન કૃદંતનાં નારીજાતિનાં રૂપ હિંદીમાં કયો પ્રત્યય લગાડવાથી બને છે?

૩ વર્ત્તમાન કૃદંતનાં નરજાતિનાં રૂપ હિંદીમાં કયા પ્રત્યય લગાડવાથી બને છે?

૪ कर, जा અને पढ़ એ ધાતુનાં वर्त्तमान कालिक कृदंत નાં નર અને નારીજાતિનાં રૂપો બનાવો.

### શબ્દો

| | | |
|---|---|---|
| ઊડવું—उड़ना | કાગડો—कौआ | વહેવું—बहना |
| પાણી—पानी | મરવું—मरना | ઘંટી—चक्की |
| જીવવું—जीना | કીડા—कीड़े | ડૂબવું—डूबना |
| ફોજ—फौज | બળવું—जलना | ઘર—घर |
| દોડવું—दौड़ना | કુતરો—कुत्ता | લખવું—लिखना |
| છોકરી—लड़की | રમવું—खेलना | ઊગવું—ऊगना |
| બાળક—बालक | ગાય—गाय | સૂર્ય—सूर्य |
| પીવું—पीना | જાગવું—जगना | |

### વાક્યો

૧ ઊડતો કાગડો. ૨ વહેતું પાણી. ૩ ચાલતી ઘંટી. ૪ જીવતા કીડા. ૫ ડૂબતો છોકરો. ૬ મરતો માણુસ. ૭ આવતી ફોજ. ૮ બળતું ઘર. ૯ દોડતો કુતરો. ૧૦ લખતી છોકરી. ૧૧ રમતો બાળક. ૧૨ પાણી પીતી ગાય. ૧૩ ઊગતો સૂર્ય. ૧૪ આ છોકરી જાગતી છે. ૧૫ આ વહેતી નદી છે.

---

## પાઠ ૪

### સામાન્ય વર્ત્તમાનકાળ—सामान्य वर्त्तमानकाल

બીજા પાઠમાં 'होना' ક્રિયાપદનાં રૂપો આપવામાં આવ્યાં છે એ રૂપોની સહાયથી તમામ ક્રિયાપદોનાં વર્ત્તમાન કાળનાં રૂપ બને છે. એ ક્રિયાપદો વિષે આ પાઠમાં વિચાર કરીએ.

એ બધાં ક્રિયાપદોનાં પુલિંગ અને સ્ત્રીલિંગનાં રૂપો જુદાં જુદાં થાય છે. નીચે चल ધાતુનાં રૂપો આપવામાં આવ્યાં છે.

## चल धातु–पुल्लिग

| पुरुष | एकवचन | बहुवचन |
|---|---|---|
| उत्तम | मैं चलता हूँ | हम चलते हैं |
| | હું ચાલું છું | અમે ચાલીએ છીએ |
| मध्यम | तू चलता है | तुम चलते हो |
| | તું ચાલે છે. | તમે ચાલો છો |
| अन्य | वह चलता है | वे चलते हैं |
| | તે ચાલે છે | તેઓ ચાલે છે. |

નિયમ—वर्त्तमानकालिक कृदन्त નાં પુલિંગ નાં રૂપોમાં 'होना' ક્રિયાપદનાં वर्त्तमानकालનાં રૂપો ઉમેરવાથી તમામ ક્રિયાપદોનાં वर्त्तमानकाल નાં પુલિંગ નાં રૂપ બને છે.

## चल धातु–स्त्रीलिंग

| पुरुष | एकवचन | बहुवचन |
|---|---|---|
| उत्तम | मैं चलती हूँ | हम चलती हैं |
| | હું ચાલું છું | અમે ચાલીએ છીએ |
| मध्यम | तू चलती है | तुम चलती हो |
| | તું ચાલે છે | તમે ચાલો છો. |
| अन्य | वह चलती है | वे चलती हैं |
| | તે ચાલે છે | તેઓ ચાલે છે. |

નિયમ—वर्त्तमानकालिक कृदंत નાં स्त्रीलिंग નાં રૂપોમાં 'होनां' ક્રિયાપદનાં वर्त्तमानकाल નાં રૂપો ઉમેરવાથી તમામ ક્રિયાપદનાં वर्त्तमानकाल નાં स्त्रीलिंग નાં રૂપો બને છે.

ગુજરાતીમાં વર્ત્તમાનકાળનાં નરજાતિ અને નારી-જાતિનાં રૂપો સરખાં થાય છે પરન્તુ હિન્દીમાં पुल्लिंग અને स्त्रीलिंग ના રૂપો જુદાં થાય છે એ ઉપરનાં રૂપોથી જણાય છે.

## પ્રશ્ન

૧ ક્રિયાપદના વર્ત્તમાનકાળનાં पुल्लिंग નાં રૂપો કેવી રીતે બને છે?

૨ ક્રિયાપદના વર્ત્તમાનકાળનાં स्त्रीलिंग નાં રૂપો કેવી રીતે બને છે?

૩ लिख ધાતુનાં वर्त्तमानकाल–पुल्लिंग નાં રૂપો બોલો.

૪ आ ધાતુનાં वर्त्तमानकाल–स्त्रीलिंग નાં રૂપો બોલો.

૫ वह पढ़ती है એ કયા ધાતુનું કયું રૂપ છે?

## શબ્દો

| | |
|---|---|
| બધાને—सबको | ડરવું—डरना |
| જવું—जाना | ઘોડો—घोड़ा |
| ખાવું—खाना | બંગાળી—बँगला |
| બોલવું—बोलना | ચોપડી—किताब |
| હિંદી—हिंदी | ભણવું—पढ़ना |
| દાળ—दाल | કરવું—करना |
| બેન—बहिन | ઇતિહાસ—इतिहास |
| ચઢવું—चढ़ना | પ્રભુ—प्रभु |

સુંઘવું—सूँघना
કેરી—आम
પરમેશ્વર—परमेश्वर
ત્યાં—वहां
ગાવું—गाना
ફૂલ—फूल
ઠીક—ठीक
સમજવું—समझना
અને—और
આગળ—आगे
મારવું—मारना
હસવું—हँसना
ચમકવું—चमकना
માળા—माला
હમણાં—अब
સંસ્કૃત—संस्कृत
ખેંચવું—खींचना
મારી—मेरी
રથ પર—रथ पर
પંડિત—पंडित
વેચવું—बेचना
મોકલવું—भेजना

સુંદર—सुंदर
રહેવું—रहना
શીખવું—सीखना
રોટલી—रोटी
તોડવું—तोड़ना
માળી—माली
દૂધ—दूध
અંગરખું—अंगरखा
જોવું—देखना
બાણ—बाण
રોવું—रोना
કોયલ—कोयल
જાણવું—जानना
બનાવવું—बनाना
ઉર્દૂ—उर्दू
કાગળ—कागज
સ્નાન—स्नान
ધોવું—धोना
વરસાદ—बरसात
જુઠું—झूठ
મરાઠી—मराठी

## વાક્યો

૧ ઘોડો જાય છે. ૨ હું પાણી પીઉં છું. ૩ મગન દોડે છે. ૪ અમે ખાઇએ છીએ. ૫ તે બંગાળી બોલે છે. ૬ તું ચોપડી લખે છે. ૭ તેઓ હિંદી ભણે છે. ૮ તમે હિંદી શીખો છો. ૯ તે ત્યાં જાય છે. ૧૦ અમે આવીએ છીએ. ૧૧ તે રોટલી ખાય છે. ૧૪ તમે દોડો છો. ૧૩ છોકરો રમે છે. ૧૪ ગોવિંદ ગાય છે. ૧૫ માળી ફૂલ તોડે છે. ૧૬ હું હિંદી બોલું છું. ૧૭ તમે હિંદી ઠીક જાણો છો. ૧૮ છોકરો માળા બનાવે છે ૧૯ તેઓ હમણાં લખે છે. ૨૦ હુસેન ઉર્દૂ જાણે છે ૨૧ તમે સંસ્કૃત બોલો છો. ૨૨ તેઓ કાગળ લખે છે. ૨૩ ગંગા પાણી ખેંચે છે. ૨૪ છોકરી દાળ બનાવે છે. ૨૫ તે દૂધ પીએ છે. ૨૬ અમે સ્નાન કરીએ છીએ. ૨૭ તમે (સ્ત્રી) અંગ્રેજી બોલો છો. ૨૮ હું (સ્ત્રી) હિંદી સમજું છું. ૨૯ મારી બેન અંગરખું ધુએ છે. ૩૦ કાન્તા ઇતિહાસ શીખે છે. ૩૧ શારદા અને સીતા ગાય છે. ૩૨ તે સ્રી રથ પર ચઢે છે. ૩૩ શકુંતલા કેરી ખાય છે. ૩૪ અર્જુન બાણ મારે છે. ૩૫ મંદોદરી રૂએ છે. ૩૬ તમે (સ્ત્રી) હસો છો. ૩૭ તમે જુઠું બોલો છો. ૩૮ આ છોડી મરાઠી શીખે છે. ૩૯ મોહનલાલ ચોપડી વેચે છે. ૪૦ પરમેશ્વર બધાને જુએ છે. ૪૧ પ્રભુ વરસાદ મોકલે છે. ૪૨ તેઓ (સ્ત્રી) ડરે છે. ૪૩ ઘોડો આગળ દોડે છે. ૪૪ ત્યાં પંડિત રહે છે. ૪૫ વિજળી ચમકે છે. ૪૬ તે ફૂલ સુંઘે છે. ૪૭ કોયલ સુંદર ગાય છે. ૪૮ કમળા સાચું બોલે છે. ૪૯ હું રાસ ખેંચું છું.

---

# પાઠ ૫

## જાતિ—લિંગ

જાતિને હિંદીમાં લિંગ કહે છે. ગુજરાતીમાં નરજાતિ, નારીજાતિ અને નાન્યતરજાતિ એમ ત્રણ જાતિ છે. ત્યારે હિંદીમાં પુલ્લિંગ અને સ્ત્રીલિંગ એમ બેજ જાતિ છે. એટલે હિંદીમાં નાન્યતરજાતિ નથી. ગુજરાતીના નાન્યતરજાતિના શબ્દોનો હિંદીમાં ઘણું ખરૂં પુલ્લિંગ માં સમાવેશ થાય છે.

હિંદીમાં જાતિનો નિર્ણય કરવાની રીત—ગુજરાતીના નર જાતિ અને નાન્યતરજાતિના શબ્દો હિંદીમાં પુલ્લિંગ માં ગણવા અને નારીજાતિના શબ્દો સ્ત્રીલિંગ માં ગણવા.

ઉપરનો નિયમ સર્વાંશે સત્ય નથી કેમકે તેને કેટલાક અપવાદ છે પણ મોટે ભાગે સત્ય છે માટે તેનોજ સ્વીકાર કરવો એજ હિંદી શીખનારને માટે ઈષ્ટ છે. હિંદી વ્યાકરણ-કર્ત્તાઓ જાતિ—નિર્ણયના વ્યાપક અને સંપૂર્ણ નિયમો બનાવી શકયા નથી.

મતલબ કે ગુજરાતી ભાષામાં જેમ પરભાષાવાળાને જાતિ સમજવામાં મુશ્કેલી પડે છે તેમ હિંદી ભાષામાં પણ પરભાષાવાળાને જાતિ સમજવામાં મુશ્કેલી પડે છે. બરાબર જાતિ નિર્ણય તો માતૃભાષાવાળો જ કરી શકે. તો પણ મહાવરાથી તેવી ભૂલ કવચિત જ થાય છે.

હિંદીમાં પુલ્લિંગ નું સ્ત્રીલિંગ કરવાની ૭ રીતો છે તે નીચે પ્રમાણે છે.

| (૧) પુલ્લિંગ | સ્ત્રીલિંગ | |
|---|---|---|
| ઘોડો—घोड़ा | घोड़ी—ઘોડી | 'आ' નો 'ई' |
| કાકો—चाचा | चाची—કાકી | " " " |
| કુતરો—कुत्ता | कुत्तिया—કુતરી | 'आ' नो इया' |
| પાડો—भैंसा | भैंस—ભેંસ | 'आ' नो 'अ' |
| રાંડવો—रँडुआ | राँड़—રાંડ | " " " |

આકારાંત પુલ્લિંગ શબ્દના છેડાના 'आ' નો ई, इया, કે अ કરવાથી સ્ત્રીલિંગ થાય છે.

| (૨) પુલ્લિંગ | સ્ત્રીલિંગ | |
|---|---|---|
| દાસ—दास | दासी—દાસી | 'अ' નો 'ई' થાય છે |
| નટ—नट | नटी—નટી | |
| રાજકુમાર—राजकुमार | राजकुमारी—રાજકુમારી | |
| દેવ—देव | देवी—દેવી | |

અકારાંત પુલ્લિંગ શબ્દના 'अ' નો 'ई' કરવાથી સ્ત્રીલિંગ થાય છે.

| (૩) પુલ્લિંગ | સ્ત્રીલિંગ | |
|---|---|---|
| સોની—सुनार | सुनारिन—સોનારણ | अ નો इन થાય છે |
| ધોબી—धोबी | धोबिन—ધોબણ | ई નો इन થાય છે |
| મોચી—मोची | मोचिन—મોચણ | " " " " |
| ઘાંચી—तेली | तेलिन—ઘાંચણ | " " " " |

વેપારી અને કારીગર વર્ગના પુલ્લિંગ શબ્દોના છેવટના 'अ' કે 'ई' નો 'इन' કરવાથી સ્ત્રીલિંગ થાય છે.

| (૪) पुल्लिंग | स्त्रीलिंग | |
|---|---|---|
| સિંહ—सिंह | सिंहनी—સિંહણ | છેવટે 'नी' લગાડાય છે |
| મોર—मोर | मोरनी—ઢેલ | |
| વાઘ—शेर | शेरनी—વાઘણ | |
| ઊંટ—ऊँट | ऊँटनी—ઊંટડી ( સાંઢણી ) | |

કેટલાક પુલ્લિંગ શબ્દોના છેવટે नी લગાડવાથી સ્ત્રીલિંગ થાય છે.

| (૫) पुल्लिंग | स्त्रीलिंग | |
|---|---|---|
| ઠાકોર—ठाकुर | ठकुराइन—ઠકરાણી | છેવટના સ્વરનો आइन થાય છે |
| વાણીઓ—बनिया | बनियाइन—વાણીઅણ | |
| ત્રવાડી—तिवारी | तिवाराइन—ત્રવાડણ | |
| દવે—दूबे | दुबाइन—દવેડી | |

પદવી વાચક પુલ્લિંગ શબ્દોના છેવટના સ્વરનો आइन કરી દેવાથી સ્ત્રીલિંગ થાય છે.

| (૬) पुल्लिंग | स्त्रीलिंग | |
|---|---|---|
| ભાઈ—भाई | बहिन—બેન | નવો શબ્દ મૂકાય છે. |
| બળદ—बैल | गाय—ગાય | |
| પિતા—पिता | माता—માતા | |
| સસરો—ससुर | सास—સાસુ | |

પુલ્લિંગ શબ્દને બદલે બીજો શબ્દ મૂકવાથી સ્ત્રીલિંગ થાય છે.

## પ્રશ્ન.

૧. ગુજરાતીમાં જાતિ કેટલી અને કઈ કઈ છે?
૨. હિંદીમાં જાતિ કેટલી અને કઈ કઈ છે?
૩. હિંદીમાં જાતિ-નિર્ણય કેવી રીતે કરવો?
૪. હિંદીમાં પુલ્લિંગ શબ્દોનું સ્ત્રીલિંગ કરવાની કેટલી અને કઈ કઈ રીતો છે.
૫. गधा, लड़का, राजा, बहिन, रात, बैल, सास, चिगग, सिंहनी એ શબ્દોની હિંદીમાં લિંગ કઈ છે?
૬. चेला, अहीर, चौबे, मरद, राजा એ શબ્દોનાં સ્ત્રીલિંગનાં રૂપ બનાવો.
૭. सखी, ऊँटनी, गाय, सुनारिन એ શબ્દોના પુલ્લિંગ શબ્દો કયા છે?

## શબ્દો.

| | |
|---|---|
| સોનું—सोना | ઘડવું—गढ़ना |
| તલ—तिल | પીલવું—पेरना |
| ખીચડી—खिचड़ी | ઊગવું—ऊगना |
| અહીં—यहां | ઘાસ—घास |
| ટીપવું—कूटना | ચોર—चोर |
| કામળ—काम्ल | સોપારી—सुपारी |
| કઢી—कढ़ी | ઘઉં—गेहूँ |
| હુકમ—हुक्म | જવ—जौ |
| ચોખા—चावल | જોખવું—तौलना |

| | |
|---|---|
| ચોબો—चौबे | લોઢું—लोहा |
| ઓઢવું—ओढ़ना | શિકાર—शिकार |
| લોટ—आटा | માગવું—माँगना |
| બળવું—जलना | દીવો—चिराग |
| મરવું—मरना | અન્ન—अन्न |
| મધમાખી—मधुमक्खी | મધપુડો—छत्ता |
| કાઢવું—निकालना | ચોરી—चोरी |
| જેઠાણી—जिठानी | શેઠાણી—सेठानी |

## વાકયો.

૧ સોની સોનું ઘડે છે. ૨ ઘાંચી તલ પીલે છે. ૩ કાકી ખીચડી ખાય છે. ૪ સૂર્ય ઊગે છે. ૫ ફોજ અહીં આવે છે. ૬ આ બળદ સારો છે. ૭ ગાય ઘાસ ખાય છે. ૮ હું સોપારી ખાઉં છું. ૯ ચંદ્રાવતી કઢી બનાવે છે. ૧૦ તે ઘઉં અને જવ વેચે છે. ૧૧ વાણીઓ ચોખા જોખે છે. ૧૨ ચોબો લોટ માગે છે. ૧૩ સિંહણ દોડે છે. ૧૪ દીવો બળે છે. ૧૫ સોનારણ પાણી ભરે છે. ૧૬ સાસુ આવે છે. ૧૭ રાણી અન્ન ખાય છે. ૧૮ મધમાખી મધપુડો બનાવે છે. ૧૯ લુહાર લોઢું ટીપે છે. ૨૦ ભરવાડણ દૂધ કાઢે છે. ૨૧ ચોર ચોરી કરે છે. ૨૨ વાણીઅણ કામળ ઓઢે છે. ૨૩ વાઘણ શિકાર કરે છે ૨૪ જેઠાણી બોલે છે. ૨૫ શેઠાણી હુકમ કરે છે. ૨૬ કુતરી પાણી પીએ છે.

નીચેનાં વાકયોમાં જ્યાં ખાલી જગ્યા છે, ત્યાં યોગ્ય શબ્દો મૂકો.

१ मैं (        ) लिखता हूँ। २ वे दौड़ते (        )। ३ (        ) खाता हूँ। ४ तुम गेहूँ (        ) हो। ५ शारदा (        ) है। ६ वह मराठी (        ) है। ७ वे हिन्दी (        ) हैं। ८ बनिया (        ) तौलता है। ९ ऊँटनी (        )। १० परमेश्वर सबको (        )। ११ भिखारी (        ) माँगता है। १२ बिल्ली दूध (        )। १३ (        ) पानी पीते हैं। १४ हम स्लेट पर (        ) हैं। १५ (        ) जाते हो। १६ चेली (        ) है। १७ (        ) हँसती (        )। १८ वह खिचड़ी (        ) है। १९ भैंसा (        ) बैल लड़ते (        )।

---

## પાઠ ૬.

### વચન—वचन.

વચનને હિંદીમાં પણ वचन કહે છે. ગુજરાતીમાં વચન બે છે, એક વચન અને બહુવચન. તેમ હિંદીમાં પણ વચન બે છે. एकवचन અને बहुवचन.

હિંદીમાં એક વચનનું બહુવચન કરવાના નિયમ નીચે પ્રમાણે છે.

(૧) નરજાતિનાં નામોનું બહુવચન—आकारांत पुल्लिंग નામ સિવાયનાં બાકી જેટલાં पुल्लिंग નામ છે, તે બધાંનું બહુવચનમાં તેનું તેજ રૂપ થાય છે. જેમકે, घर—घर. समूह—समूह. पत्थर—पत्थर. भाई—भाई. धोबी—धोबी. चाकू—चाकू. डाकू—डाकू.

(૨) आकारांत पुल्लिंग નામનું બહુવચન 'आ' નો 'ए' કરવાથી થાય છે. જેમકે, लड़का—लड़के. घोड़ा—घोड़े.

(૩) નારીજાતિનાં નામોનું બહુવચન—अकारांत स्त्रीलिंगનાં નામોના છેવટના 'अ' નો एँ કરવાથી બહુવચન થાય છે. જેમકે, किताब—किताबें. कलम—कलमें.

(૪) आकारांत स्त्रीलिंग નામનું બહુવચન તેના અંતમાં एँ અથવા यें લગાડવાથી થાય છે. જેમકે, सभा—सभाएँ. कथा—कथायें.

(૫) इकारांत અથવા ईकारांत स्त्रीलिंग નામનું બહુવચન છેવટના 'ई' નો 'इ' કરી 'याँ' લગાડવાથી થાય છે. જેમકે, तिथि—तिथियाँ. नदी—नदियाँ.

(૬) उकारांत અથવા ऊकारांत स्त्रीलिंग નામનું બહુવચન છેવટના 'ऊ' નો 'उ' કરી एँ લગાડવાથી થાય છે. જેમકે वस्तु—वस्तुएँ. बहू—बहुएँ.

(૭) याकारांत स्त्रीलिंग નામનું બહુવચન તેના અંત્ય અક્ષર પર અનુસ્વાર મૂકવાથી થાય છે. જેમકે, बुढ़िया—बुढ़ियाँ. डिबिया—डिबियाँ.

(૮) કોઇ કોઈ નામની આગળ लोग, जाति અથવા गण મૂકવાથી પણ બહુવચન થાય છે. જેમકે, राजा—राजा लोग. मनुष्य—मनुष्य गण. पशु—पशु जाति.

## પ્રશ્ન.

૧. હિંદીમાં વચન કેટલાં અને કયાં કયાં છે?

૨. आकारांत पुल्लिंग નામનું બહુવચન હિંદીમાં કેવી રીતે થાય છે?

૩. घर, नर અને चौबे એ નામનું બહુવચન શું થાય?

૪. आकारांत स्त्रीलिंग નામનું બહુવચન કરવાની હિંદીમાં કઈ રીત છે?

૫. ईकारांत स्त्रीलिंग નામનું બહુવચન હિંદીમાં કેવી રીતે થાય છે?

૬. बहिन, गधा, शीशी, लड़की, सती એ નામોનું બહુવચન શું થાય?

૭. નીચે લખેલાં નામોનું વચન કયું છે તે કહો.
कुर्सियाँ, गुरु, कुत्ते, नदी, माताएँ, पंडित लोग, स्त्री.

## શબ્દો.

| | |
|---|---|
| ફેંકવું—फैंकना | નોકર—नौकर |
| દરવાજો—दरवाजा | બોજો—बोझा |
| વેદ—वेद | કચરો—कूड़ा |
| રૂપીઓ—रुपया | ઉડકવું—मांजना |
| અપ્સરા—अप्सरा | ચા—चाय |
| કુંભાર—कुम्हार | પહેરવું—पहिनना |
| લોટો—लोटा | કપડું—कपड़ा |
| સીવવું—सीना | નાચ—नाच |
| ખરીદવું—खरीदना | બદલવું—बदलना |
| થાળી—थाली | શાહજાદો—शाहजादा |
| ઉઘાડવું—खोलना | પટાવાળો—चपरासी |
| લાવવું—लाना | વાળવું—झाड़ना |

ગણવું—गिनना  કંઠી—कंठी
ટોપી—टोपी  વહુ—वहू, वधू

## વાક્યો.

૧ છોકરો પત્થર ફેંકે છે. ૨ નોકર દરવાજો ઉઘાડે છે. ૩ છોકરાઓ ફૂલ તોડે છે. ૪ પટાવાળો ખુરસીઓ લાવે છે. ૫ તે ચોપડીઓ લખે છે. ૬ બળદો દોડે છે. ૭ છોકરાઓ ચા પીએ છે. ૮ ગધેડાં બોજો ઉંચકે છે. ૯ પંડિતો વેદ ભણે છે. ૧૦ તે ચોપડીઓ વાંચે છે. ૧૧ નદીઓ વહે છે. ૧૨ સ્ત્રીઓ કચરો વાળે છે. ૧૩ અમે શીશીઓ ભરીએ છીએ. ૧૪ તેઓ રૂપીઆ ગણે છે. ૧૫ પંડિત સભાઓ જીતે છે. ૧૬ કુંભાર ગધેડાં રાખે છે. ૧૭ હીરા વાતો કરે છે. ૧૮ સુભદ્રા કંઠીઓ પહેરે છે. ૧૯ તેઓ લોટા ઉડકે છે. ૨૦ તે કપડાં બદલે છે. ૨૧ બેન ટોપીઓ સીવે છે. ૨૨ અપ્સરાઓ નાચ કરે છે. ૨૩ હું થાળીઓ ખરીદું છું. ૨૪ ડોસીઓ ભક્તિ કરે છે. ૨૫ વહુઓ પાણી ભરે છે. ૨૬ શાહજાદાઓ શિકાર કરે છે.

---

# પાઠ ૭.

## વિભક્તિ—कारक.

વિભક્તિને હિંદીમાં कारक કહે છે. ગુજરાતીમાં સંબોધન સુદ્ધાં જેમ આઠ વિભક્તિઓ છે, તેમ હિંદીમાં પણ સંબોધન સુદ્ધાં આઠ कारक છે.

**હિંદી આઠ કારકનાં નામ નીચે પ્રમાણે છે.**

कर्त्ता, कर्म, करण, संप्रदान, अपादान, संबंध, अधिकरण અને संबोधन. તેમના પ્રત્યય નીચે પ્રમાણે છે.

| વિભક્તિ | कारक | प्रत्यय | પ્રત્યય. |
|---|---|---|---|
| ૧ કર્ત્તા | कर्त्ता | ०, ने | ૦, એ. |
| ૨ કર્મ | कर्म | को | ને. |
| ૩ કરણ | करण | से | થી. |
| ૪ સંપ્રદાન | संप्रदान | को | ને. |
| ૫ અપાદાન | अपादान | से | થી. |
| ૬ સંબંધ | संबंध | का—के—की | નો—ની—નું—ના—નાં. |
| ૭ અધિકરણ | अधिकरण | में, पर | માં, પર. |
| ૮ સંબોધન | संबोधन | हे,अजी,अहो,अरे | હે. |

ઉપરના પ્રત્યયો હરકોઈ નામને લગાડવાથી તેનાં સાતે વિભક્તિઓનાં રૂપાખ્યાન થાય છે.

આગલા પાઠમાં નામનું બહુવચન કરવાના નિયમો આપવામાં આવ્યા છે, પરંતુ તે નિયમો જ્યારે નામને વિભકિતના પ્રત્યય લાગતા નથી, ત્યારે લાગુ પડે છે; મતલબ કે પ્રત્યય રહિત कर्त्ता કે कर्मનું બહુવચન કરવામાં તે નિયમ લાગુ છે.

પરંતુ જ્યારે નામને વિભકિતના પ્રત્યયો લાગે છે, ત્યારે તેમનું બહુવચન જુદી રીતે થાય છે. તેના નિયમો નીચે આપવામાં આવ્યા છે.

# નામની कारक–रचना

વિભક્તિના પ્રત્યય લાગતા પહેલાં નામોનું જે રૂપાંતર થાય છે તેને विकृत रूप–વિકારી રૂપ ( વિભક્તિકાર્ય ) કહે છે. જેમકે, घोड़ा નામની આગળ ने પ્રત્યય લગાડતાં એક વચનમાં घोड़े અને બહુવચનમાં घोड़ों થઈ જાઈ છે. એટલા માટે घोड़े અને घोड़ों એ विकृतरूप છે. પ્રત્યય રહિત कर्त्ता અને कर्म સિવાય બાકીની વિભક્તિ જેઓમાં નામનું विकृत रूप આવે છે તેમને विकृत कारक કહે છે.

એક વચનમાં विकृत रूपનો પ્રત્યય ए છે, જે आकारांत-पुल्लिंग નામોમાં લગાડાય છે. જેમકે, लड़का–लड़के ने.

બહુ વચનમાં विकृत रूपના પ્રત્યય ओं અને यों છે.

(क) अकारांत, विकारी आकारांत અને याकारांत નામના અંત્ય સ્વરનો ओं થાય છે. જેમકે, घर–घरों को. बात–बातों में. लड़का–लड़कों का. डिबिया–डिबियों में.

(ख) इकारांत અને ईकारांत નામના અંત્ય સ્વરના પછી यों લગાડાય છે. જેમકે, मुनि–मुनियों को. हाथी–हाथियों से शक्ति–शक्तियों का, नदी–नदियों में.

(ग) अविकारी आकारांत, उकारांत, ऊकारांत, एकारांत અને औकारांत નામના અંત્ય સ્વરની પછી ओं લગાડાય છે. જેમકે, राजा–राजाओं को. साधु–साधुओं में. माता–माताओं से. धेनु–धेनुओं का. डाकू–डाकुओं ने. बहू–बहुओं को. चौबे–चौबेओं में. जौ–जौओं को.

( સૂચના—विकृत રૂપના પહેલાં ई અને ऊ હ્રસ્વ થઈ જાય છે. )

(घ) ओकारांत નામોના અંતમાં ફક્ત અનુસ્વાર લાગે છે; અને ओंकारांत નામોનું બહુવચન કરતાં તેનું તે જ રૂપ રહે છે. જેમકે, रासो–रासों में. कोदों–कोदों से. सरसों–सरसों का.

(ङ) જે आकारांत નામોના અંતમાં અનુસ્વાર હોય છે તેઓમાં आकारांत નામના જેવો ફેરફાર થઈ તેના ઉપર અનુસ્વાર રહે છે. જેમકે, रोआँ–रोएँ से, रोओं में.

(च) संबोधन कारकમાં એકવચનમાં નામ હોય છે તે જ રૂપમાં રહે છે. માત્ર आकारांत નામમાં आ નો ए થાય છે. બહુવચનમાં ओं લાગતાં અનુસ્વાર ઊડી જાય છે. જેમકે, बालक–हे बालक, हे बालको. लड़का–हे लड़के, हे लड़को.

कारक–रचना ( વિભક્તિનાં રૂપાખ્યાન ) કેમ કરવી તેના થોડાક નમુનાઓ નીચે આપ્યા છે. તેના પ્રમાણે ગમે તે નામનાં રૂપાખ્યાન બનાવી શકાશે.

## अकारांत पुल्लिग–बालक

| कारक | एकवचन | बहुवचन |
|---|---|---|
| कर्त्ता | बालक, बालक ने | बालक, बालकों ने |
| कर्म | बालक को | बालकों को |
| करण | बालक से | बालकों से |
| संप्रदान | बालक को | बालकों को |

| कारक | एकवचन | बहुवचन |
|---|---|---|
| अपादान | बालक से | बालकों से |
| संबंध | बालक का—के—की | बालकों का—के—की |
| अधिकरण | बालक में, बालक पर | बालकों में, बालकों पर |
| संबोधन | हे बालक | हे बालको |

### अकारांत स्त्रीलिंग—बहिन

| | | |
|---|---|---|
| कर्त्ता | बहिन, बहिन ने | बहिनें, बहिनों ने |

બાકીની कारक—रचना बालक ની પેઠે.

### आकारांत पुल्लिंग—लड़का

| | | |
|---|---|---|
| कर्त्ता | लड़का, लड़के ने | लड़के, लड़कों ने |
| कर्म | लड़के को | लड़कों को |
| करण | लड़के से | लड़कों से |
| संप्रदान | लड़के को | लड़कों को |
| अपादान | लड़के से | लड़कों से |
| संबंध | लड़के का—के—की | लड़कों का—के—की |
| अधिकरण | लड़के में, लड़के पर | लड़कों में, लड़कों पर |
| संबोधन | हे लड़के | हे लड़को |

### आकारांत स्त्रीलिंग—शाला

| | | |
|---|---|---|
| कर्त्ता | शाला, शाला ने | शालाएँ, शालाओं ने |
| कर्म | शाला को | शालाओं को |
| संबोधन | हे शाला | हे शालाओ |

## आकारांत पुल्लिंग—राजा

| कारक | एकवचन | बहुवचन |
|---|---|---|
| कर्ता | राजा, राजा ने | राजा, राजाओं ने |
| कर्म | राजा को | राजाओं को |
| संबोधन | हे राजा | हे राजाओ |

## इकारांत पुल्लिंग–मुनि

| | | |
|---|---|---|
| कर्त्ता | मुनि, मुनि ने | मुनि, मुनियों ने |
| कर्म | मुनि को | मुनियों को |
| संबोधन | हे मुनि | हे मुनियो |

## इकारांत स्त्रीलिंग–शक्ति

| | | |
|---|---|---|
| कर्त्ता | शक्ति, शक्ति ने | शक्तियाँ शक्तियों ने |

બાકીની कारक–रचना मुनि ની પેઠે.

## ईकारांत पुल्लिंग–माली

| | | |
|---|---|---|
| कर्त्ता | माली, माली ने | माली, मालियों ने |
| कर्म | माली को | मालियों को |
| संबोधन | हे माली | हे मालियो |

## ईकारांत स्त्रीलिंग–नदी

| | | |
|---|---|---|
| कर्त्ता | नदी, नदी ने | नदियाँ, नदियों ने |

બાકીની कारक–रचना माली ની પેઠે.

## उकारांत पुल्लिंग–साधु

| | | |
|---|---|---|
| कर्त्ता | साधु, साधु ने | साधु, साधुओं ने |

| कारक | एकवचन | बहुवचन |
|---|---|---|
| कर्म | साधु को | साधुओं को |
| संबोधन | हे साधु | हे साधुओ |

### उकारांत स्त्रीलिंग–धेनु

| | | |
|---|---|---|
| कर्त्ता | धेनु, धेनु ने | धेनुएँ, धेनुओं ने |

બાકીની कारक–रचना साधु ની પેઠે.

### ऊकारांत पुल्लिंग–डाकू

| | | |
|---|---|---|
| कर्त्ता | डाकू, डाकू ने | डाकू, डाकुओं ने |
| कर्म | डाकू को | डाकुओं को |
| संबोधन | हे डाकू | हे डाकुओ |

### ऊकारांत स्त्रीलिंग–बहू

| | | |
|---|---|---|
| कर्त्ता | बहू, बहू ने | बहुएँ, बहुओं ने |

બાકીની कारक–रचना डाकू ની પેઠે.

### एकारांत पुल्लिंग–चौबे

| | | |
|---|---|---|
| कर्त्ता | चौबे, चौबे ने | चौबे, चौबेओं ने |
| कर्म | चौबे को | चौबेओं को |
| संबोधन | हे चौबे | हे चौबेओ |

### ओकारांत पुल्लिंग–रासो

| | | |
|---|---|---|
| कर्त्ता | रासो, रासो ने | रासो, रासों ने |
| कर्म | रासो को | रासों को |
| संबोधन | हे रासो | हे रासो |

## औकारांत पुल्लिग–जौ

| कारक | एकवचन | बहुवचन |
| --- | --- | --- |
| कर्त्ता | जौ, जौ ने | जौ, जौओं ने |
| कर्म | जौ को | जौओं को |
| संबोधन | हे जौ | हे जौओ |

## औकारांत स्त्रीलिंग–गौ

| | | |
| --- | --- | --- |
| कर्त्ता | गौ, गौ ने | गौएँ, गौओं ने |

બાકીની कारक–रचना जौ ની પેઠે.

## ओंकारांत पुल्लिग–कोदों

| | | |
| --- | --- | --- |
| कर्त्ता | कोदों, कोदों ने | कोदों, कोदों ने |
| कर्म | कोदों को | कोदों को |
| संबोधन | हे कोदो | हे कोदो |

( બંને વચનમાં સરખાંજ રૂપ થાય છે. )

## ओंकारांत स्त्रीलिंग–सरसों

બધાં રૂપો कोदों ની પેઠે.

## याकारांत स्त्रीलिंग- बुढ़िया

| | | |
| --- | --- | --- |
| कर्त्ता | बुढ़िया, बुढ़िया ने | बुढ़ियाँ, बुढ़ियों ने |
| कर्म | बुढ़िया को | बुढ़ियों को |
| संबोधन | हे बुढ़िया | हे बुढ़ियो |

### પ્રશ્ન.

૧. વિભક્તિને હિંદીમાં શું કહે છે ?

૨. હિંદીમાં વિભક્તિઓ કેટલી છે ? તેમનાં નામ આપો.

૩. હિંદી વિભક્તિઓના પ્રત્યય બોલો.

૪. નીચેનાં નામોની કારક રચના–રૂપાખ્યાન કરો.
गधा, बात, तिथि, बाबत, रानी.

૫. નીચેનાં નામોની વિભક્તિ અને વચન બોલો.
अप्सराएँ, साधुओं के, बालक में, कुत्तिया को, धेनुओं ने, हे बहुओ, शाला को, गौ से.

૬. નીચેનાં નામોનું બહુવચનનું રૂપ બોલો.
बुढ़िया को, हे देवी, माली का, चौबे की, जौ में

૭. નીચેનાં નામોનું એક વચનનું રૂપ બોલો.
दूतों पर, भाइयों को, स्त्रियों में, पत्तों से, रथों को.

## શબ્દો.

પૂજવું–पूजना
દહીં–दही
માખણ–मक्खन
છાશ–छाछ
આપણા–हमारे
ઉપયોગી–उपयोगी
એવું–ऐसा
હીનાવસ્થા–हीनावस्था
તુવેર–अरहर
રોજ–रोज
ક્યાં–कहां
મહેલ–महल
વન–वन
મલાઇ–छेना
ઘી–घी
જીવન–जीवन
લવીંગ–लौंग
ઉદાહરણ–उदाहरण
કળિયુગ–कलियुग
ભાત–भात
દરરોજ–हररोज
બંગડી–बंगड़ी

વગેરે—वगैरः

દુકાન—दूकान

દ્રાક્ષ—किशमिश

ઘણું ખરૂં—बहुधा

ધાતુ—धातु

વધારે—अधिक

શોધ—खोज

અનાજ—नाज

સિપાઈ—सिपाही

બહેરો—बहरा

વાંદરો—बंदर

સાકર—सक्कर

રાઈ—राई

ગાંધી—पनसारी

બદામ—बादाम

અપૂર્વ—अपूर्व

ખાણ—खान

વિનય—विनय

ઘુવડ—उल्लू

ગરમી—गरमी

પાકવું—पकना

પકડવું—पकड़ना

મૂંગો—गूँगा

કૃપા—कृपा

નાખવું—डालना

શોભવું—शोभना

## વાક્યો.

૧ રામચરણ ઘોડાને મારે છે. ૨ અમે ગાયને પૂજીએ છીએ. ૩ હું કાશીથી આવું છું. ૪ રાજાઓ મહેલમાં રહે છે. ૫ સિંહ વનમાં રહે છે. ૬ ગંગા હિમાલયમાંથી નીકળે છે. ૭ દૂધમાંથી દહીં બને છે. ૮ દહીંમાંથી માખણ અને છાશ બને છે. ૯ માખણમાંથી ઘી બને છે. ૧૦ ઘી આપણે ખાઇએ છીએ. ૧૧ યુરોપીઅન લોક મલાઈ ખાય છે. ૧૨ ઘી આપણા જીવનને ઉપયોગી વસ્તુ છે. ૧૩ હું રોજ તુવેરની દાળ, ભાત અને રોટલી ખાઉં છું. ૧૪ તે

મગનને માટે હરરોજ દૂધ લાવે છે. ૧૫ છોકરાઓ, તમે ક્યાં જાઓ છો ? ૧૬ સોનાની કંઠીઓ, બંગડીઓ, કડું વગેરે બને છે. ૧૭ ગાંધીની દુકાને બદામ, દ્રાક્ષ, અને લવીંગ મળે છે. ૧૮ રજપુતાનાના ઇતિહાસમાં એવું એક અપૂર્વ ઉદાહરણ છે. ૧૯ ઘણું ખરૂં આપણા દેશની સ્ત્રીઓ હીનાવસ્થામાં છે. ૨૦ સોનું ખાણમાંથી નીકળે છે. ૨૧ લોઢું બધી ધાતુઓમાં વધારે ઉપયોગી છે. ૨૨ ઘુવડ રાતે શિકારની શોધમાં નીકળે છે. ૨૩ સૂર્યની ગરમીથી અનાજ અને ફળ પાકે છે. ૨૪ વિદ્યાથી નમ્રતા પ્રાપ્ત થાય છે. ૨૫ રામમૂર્તિ કળિયુગના ભીમ છે. ૨૬ સિપાઇઓ ચોરને પકડે છે. ૨૭ ઈશ્વરની કૃપાથી બહેરો સાંભળે છે અને મૂંગો બોલે છે. ૨૮ છોકરો વાંદરાથી ડરે છે. ૨૯ ઈશ્વર રાઈને પર્વત કરે છે. ૩૦ તે દૂધમાં સાકર નાખે છે. ૩૧ વિનયથી વિદ્યા શોભે છે.

નીચેનાં વાક્યોમાં જ્યાં ખાલી જગ્યા છે, ત્યા યોગ્ય શબ્દો મૂકો.

१ मोहन ( ) घर में ( ) साँप ( ) । २ मैं ( ) से आता ( ) । ३ लड़के का ( ) शिवप्रसाद ( ) । ४ वह ( ) में रानी है । ५ ( ) फूल ( ) माला बनाती ( ) । ६ वह ( ) से लिखता ( ) । ७ तुम ( ) जाते ( ) ? ८ हम ( ) बहू को चाची कहते ( ) । ९ ( ) कपड़े धोती ( ) । १० अफसर लोग ( ) में ( ) हैं । ११ शीशी ( ) ( ) है ।

१२ पनसारी की (     ) में बादाम (     ) है। १३ लोटे (     ) थोड़ा (    ) है। १४ मगन मोहन (   ) (    ) देता है।

---

# પાઠ ૮.

## સર્વનામના પ્રકાર—सर्वनाम के प्रकार.

નામને બદલે જે શબ્દ વપરાય છે તેને સર્વનામ કહે છે. નામને હિંદીમાં संज्ञा અને સર્વનામને सर्वनाम કહે છે. ગુજરાતીની માફક હિંદીમાં પણ સર્વનામના છ પ્રકાર છે.

१ पुरुषवाचक सर्वनाम — मै, तू, आप (आदरसूचक).
પુરૂષવાચક સર્વનામ — હું, તું, આપ (માનાર્થ).

२ निजवाचक सर्वनाम — आप.
સ્વવાચક સર્વનામ — પોતે.

३ निश्चयवाचक सर्वनाम — यह, वह, सो.
દર્શક સર્વનામ — આ, તે, તે.

४ संबंधवाचक सर्वनाम — जो.
સંબંધી સર્વનામ — જે.

५ प्रश्नवाचक सर्वनाम — कौन, क्या.
પ્રશ્નાર્થક સર્વનામ — કોણ, શું.

૬ अनिश्चयवाचक सर्वनाम · कोई, कुछ.
  અનિશ્ચિત સર્વનામ કોઈ, કંઈ.

ઉપર પ્રમાણે હિંદીમાં બધા પ્રકારનાં મળીને ૧૧ સર્વનામ છે. ગુજરાતીની માફક હિંદીમાં પણ पुरुषवाचक सर्वनामના ત્રણ પ્રકાર છે.

उत्तम पुरुप ( પહેલો પુરૂષ ) मैं
मध्यम पुरुष ( બીજો પુરૂષ ) तू, आप (आदरसूचक)
अन्य पुरुष ( ત્રીજો પુરૂષ ) यह, वह, आप (आदरसूचक),

सो, जो, कौन, क्या, कोई, कुछ એ સર્વનામો અને બધાં નામો.

| उत्तम पुरुष | एकवचन | बहुवचन |
|---|---|---|
| | मैं હું | हम અમે, આપણે. |

બોલનાર અથવા લખનાર જ્યારે પોતાના સંબંધમાં વાત કરે છે, ત્યારે मैं સર્વનામ વાપરે છે.

બોલનાર પોતાના સાથીઓને ભેગા લઈને વાત કરે છે, ત્યારે हम સર્વનામ વાપરે છે.

રાજાઓ, મોટા અધિકારીઓ, ગ્રંથકાર વગેરે બોલનાર પોતાને માટે हम સર્વનામ વાપરે છે.

કેટલીક વાર અભિમાન અથવા ક્રોધમાં પણ બોલનાર પોતાને માટે हम સર્વનામ વાપરે છે.

हमથી બહુપણાનો બોધ કરાવવાને તેની સાથે ઘણુંખરું लोग શબ્દ લગાડાય છે.

| मध्यम पुरुष | एकवचन | बहुवचन |
|---|---|---|
| | तू તું | तुम તમે |

સાંભળનાર અથવા વાંચનાર માટે मध्यम पुरुष सर्वनाम વપરાય છે.

નાની ઉંમરના છોકરા સાથે વાત કરતાં तू વપરાય છે.
પ્રભુના અથવા દેવના નામ માટે तू વપરાય છે.
વહાલપણુ બતાવવાને માટે तू વપરાય છે.
તિરસ્કાર અથવા ક્રોધમાં સાંભળનારને માટે तू વપરાય છે.

तूથી અપમાન અથવા હલકાપણાનો બોધ થાય છે, એટલા માટે ઉપરની બાબતો સિવાય સાંભળનાર એક હોય તોપણ તેને માટે तुम વપરાય છે.

બહુપણાનો બોધ થવાને માટે तुमની સાથે ઘણુંખરૂં लोग શબ્દ લગાડાય છે. જેમકે, तुम लोग.

| अन्य पुरुष | एकवचन | बहुवचन |
|---|---|---|
| | वह તે | वे તેઓ |

( अन्य पुरुष માં ઘણાં સર્વનામો અને તમામ નામો આવે છે એ આગળ જણાવી ગયા છીએ. અહીં अन्य पुरुषના માટે ફક્ત वह લેવામાં આવ્યું છે. )

હિંદીમાં માનને માટે ઘણુંખરૂં બહુવચનનાં સર્વનામોનો ઉપયોગ થાય છે. માનનો વિચાર બાજુએ મૂકીને કોઈ એક પ્રાણી કે પદાર્થના સંબંધમાં वह વપરાય છે.

મોટા દરજ્જાના માણસના સંબંધમાં તિરસ્કાર બતાવવાને वह વપરાય છે.

એકથી વધારે પ્રાણી કે પદાર્થના સંબંધમાં वे વપરાય છે.

आप સર્વનામ માન બતાવવાને માટે तुम ને બદલે વપરાય છે. તેમ वे ને બદલે પણ વપરાય છે.

निजवाचक—आप એ એકવચનમાં અને બહુવચનમાં એક જ રૂપે વપરાય છે. અને તે કોઈ નામ અથવા સર્વનામની સાથે વપરાય છે.

| निश्चयवाचक | एकवचन | बहुवचन |
|---|---|---|
| | यह આ, એ | ये આ, એઓ |

પાસેની વસ્તુ બતાવવા માટે એકવચનમાં यह અને બહુવચનમાં ये વપરાય છે.

निश्चयवाचक—वह અને वेની હકીકત अन्यपुरुषમાં લીધી છે.

निश्चयवाचक—सो બંને વચનમાં વપરાય છે. संबंधवाचक जोની સાથે તેનો ઉપયોગ થાય છે.

अनिश्चयवाचक—कोई એ બંને વચનમાં વપરાય છે.

,, —कुछ એકવચનમાં વપરાય છે.

संबंधवाचक—जो બંને વચનમાં વપરાય છે અને તે સંબંધ બતાવવાને માટે વપરાય છે તેથી संबंधवाचक सर्वनाम કહેવાય છે. जो ની સાથે હંમેશાં सो આવે છે.

प्रश्नवाचक—कौन બંને વચનમાં વપરાય છે. તે પ્રાણી અને વિશેષે કરી મનુષ્યને માટે વપરાય છે.

प्रश्नवाचक—क्या એક વચનમાં જ વપરાય છે અને તે ક્ષુદ્ર પ્રાણી કે પદાર્થને માટે વપરાય છે.

## પ્રશ્ન.

૧ હિંદીમાં સર્વનામના કયા કયા પ્રકાર છે?
૨ પુરુષવાચક સર્વનામના પ્રકાર બોલો.
૩ નીચેનાં સર્વનામો કયા પ્રકારનાં છે તે કહો..
मैं, कौन, जो, वह, कोई, क्या, तू, आप, सो, कुछ.
૪ નીચેનાં સર્વનામનું બહુવચન બોલો.
मैं, यह, वह, जो, तू, सो, कौन.
૫. કયાં સર્વનામ એકવચનમાં જ વપરાય છે?
૬. जोની સાથે હંમેશાં કયું સર્વનામ વપરાય છે?

## શબ્દો.

ગીતા—गीता
ખેતર—खेत
ભાઈ—भाई
બે—दो
બોલાવવું—बुलाना
વડ—बड़
દિવાલ—दीवार
ભક્ત—भक्त
નામ—नाम
મન—मन
રવિવાર—इतवार
કહેવું—कहना
ડાંગ—लाठी
ઉપકાર—उपकार
પવિત્ર—पवित्र
સુજ્ઞ—सुज्ञ
બ્રાહ્મણ—ब्राह्मण
આપવું—देना
માનવું—मानना
મીઠું—नमक
દક્ષિણા—दक्षिणा
ઉભું—खड़ा
બાગ—बाग
ઓછું—कम

## વાકયો.

૧ આ ચોપડી છે. ૨ હું ગીતા શીખું છું. ૩ તેઓ રામને બોલાવે છે. ૪ સ્ત્રી નદીમાં કપડાં ધુએ છે. ૫ હિંદુસ્તાન શું છે? ૬ આ કોણ આવે છે? ૭ તે કંઇ ખાય છે. ૮ લક્ષ્મીનારાયણના હાથમાં ડાંગ છે. ૯ રાજા બ્રાહ્મણને દક્ષિણા આપે છે. ૧૦ પાણીમાં કંઈ છે. ૧૧ જે ભાષણ કરે છે તે મારો ભાઈ છે. ૧૨ આ ઉંચી દિવાલ છે. ૧૩ અંગ્રેજ લોકો રવિવારને પવિત્ર માને છે. ૧૪ તઓ બાગમાં રોજ રમે છે. ૧૫ આ એ વડ છે. ૧૬ પોતે ઈશ્વરના ભક્ત છે. ૧૭ તેઓ મનમાં જે આવે છે તે કહે છે. ૧૮ અમે ઉપકાર માનીએ છીએ. ૧૯ નિશાળમાં કોઇ આવે છે. ૨૦ તમે સુજ્ઞ છો. ૨૧ એઓ અમદાવાદ જાય છે. ૨૨ આપ ખેતરમાંથી આવો છો. ૨૩ તમે મીઠું ઓછું ખાઓ છો.

---

## પાઠ ૯.

### સર્વનામ–જાતિ, વચન, વિભક્તિ.

### सर्वनाम–लिंग, वचन, कारक.

નામની પેઠે સર્વનામોમાં વચન અને વિભક્તિના કારણે ફેરફાર થાય છે. પરંતુ જાતિને કારણે તેમનું રૂપ બદલાતું નથી. અર્થાત્ હિંદીમાં સર્વનામો બંને જાતિમાં તેનાં તેજ રહે છે.

પ્રત્યય રહિત સર્વનામોનું બહુવચન કેમ થાય તે આગલા પાઠમાં આપવામાં આવ્યું છે. આ પાઠમાં સર્વનામોનું પ્રત્યય સહિત બહુવચન કેમ થાય છે તે આપવામાં આવ્યું છે.

સર્વનામોનું સંબોધન થતું નથી.

## सर्वनामों की कारक–रचना.

### उत्तम पुरुष–मैं

| कारक | एकवचन | बहुवचन |
|---|---|---|
| कर्त्ता | मैं, मैंने | हम, हमने |
| कर्म | मुझको, मुझे | हमको, हमें |
| करण | मुझसे | हमसे |
| संप्रदान | मुझको, मुझे | हमको, हमें |
| अपादान | मुझसे | हमसे |
| संबंध | मेरा–रे–री | हमारा–रे–री |
| अधिकरण | मुझमें | हममें |

પહેલી અને છઠ્ઠી સિવાયની બધી વિભક્તિઓમાં मैंનું मुझ થાય છે.

છઠ્ઠી વિભક્તિમાં मैंનું मे અને हमનું हमा થાય છે.

નામને વિભક્તિના જે પ્રત્યયો લાગે છે તે જ પ્રત્યયો સર્વનામને લાગે છે. ફક્ત છઠ્ઠી વિભક્તિમાં પહેલા અને બીજા પુરૂષમાં का–के–की ને બદલે रा–रे–री લાગે છે.

બીજી અને ચોથી વિભક્તિમાં को સિવાય બીજો એક પ્રત્યય એકવચનમાં ए અને બહુવચનમાં एँ લાગે છે.

## मध्यम पुरुष—तू

| कारक | एकवचन | बहुवचन |
|---|---|---|
| कर्त्ता | तू, तूने | तुम, तुमने |
| कर्म | तुझको, तुझे | तुमको, तुम्हें |
| करण | तुझसे | तुमसे |
| संप्रदान | तुझको, तुझे | तुमको, तुम्हें |
| अपादान | तुझसे | तुमसे |
| संबंध | तेरा—रे—री | तुम्हारा—रे—री |
| अधिकरण | तुझमें | तुममें |

પહેલી અને છઠ્ઠી સિવાયની બધી વિભક્તિઓમાં तू નું तुझ થાય છે.

છઠ્ઠી વિભક્તિમાં तू નું ते અને तुम નું तुम्हा થાય છે.

## निजवाचक—आप

| कारक | एकवचन |
|---|---|
| कर्त्ता | आप |
| कर्म—संप्रदान | आपको, अपनेको |
| करण—अपादान | आपसे, अपनेसे |
| संबंध | अपना—ने—नी |
| अधिकरण | आपमें, अपनेमें |

आपની कारक–रचना ફક્ત એકવચનમાં જ થાય છે. પણ એકવચનનાં રૂપ બહુવચનનાં નામ અથવા સર્વનામની સાથે પણ વપરાય છે.

છઠ્ઠી વિભક્તિમાં का–के–की ને બદલે ना–ने–नी લાગે છે.

आप નું વિકારી રૂપ अपना થાય છે અને તેને પ્રત્યય લાગતાં अपना નું अपने થઇ જાય છે.

એ સર્વનામને ने પ્રત્યય લાગતો નથી.

## आदरसूचक–आप

आप નો પ્રયોગ માનાર્થે બહુવચનમાં થાય છે, એટલા માટે બહુપણાનો બોધ થવાને માટે એની સાથે लोग અથવા सब લગાડાય છે.

| कारक | एकवचन | बहुवचन (संख्या) |
|---|---|---|
| कर्त्ता | आप, आपने | आप लोग, आप लोगों ने |
| कर्म–संप्र. | आपको | आप लोगों को |
| करण–अपा. | आपसे | आप लोगों से |
| संबंध | आपका–के–की | आप लोगों का–के–की |
| अधिकरण | आपमें | आप लोगों में |

आदरसूचक आप સર્વનામને ने પ્રત્યય લાગે છે.

कर्म અને संप्रदान कारकમાં બેવડાં રૂપ થતાં નથી.

## निश्चयवाचक- यह

| | | |
|---|---|---|
| कर्त्ता | यह, इसने | यह, ये; इनने, इन्होंने |

| कारक | एकवचन | बहुवचन |
|---|---|---|
| कर्म–संप्र. | इसको, इसे | इनको, इन्हें |
| करण–अपा. | इससे | इनसे |
| संबंध | इसका–के–की | इनका–के–की |
| अधिकरण | इसमें | इनमें |

यह ने વિભક્તિનો પ્રત્યય લાગતાં તેનું વિકારી રૂપ इस થઈ જાય છે.

ये ने વિભક્તિનો પ્રત્યય લાગતાં તેનું વિકારી રૂપ इन થઇ જાય છે.

## निश्चयवाचक–वह

| | | |
|---|---|---|
| कर्त्ता | वह, उसने | वह, वे; उनने, उन्हों ने |
| कर्म–संप्रदान | उसको, उसे | उनको, उन्हें |
| करण–अपादान | उससे | उनसे |
| संबंध | उसका–के–की | उनका–के–की |
| अधिकरण | उसमें | उनमें |

वह ने વિભક્તિના પ્રત્યય લગાડતાં તેનું વિકારી રૂપ उस થાય છે અને वे ને પ્રત્યય લગાડતાં તેનું વિકારી રૂપ उन થાય છે.

## निश्चयवाचक–सो

| | | |
|---|---|---|
| कर्त्ता | सो, तिसने | सो; तिनने, तिन्होंने |
| कर्म–संप्रदान | तिसको, तिसे | तिनको, तिन्हें |

| कारक | एकवचन | बहुवचन |
|---|---|---|
| करण–अपादान | तिससे | तिनसे |
| संबंध | तिसका–के–की | तिनका–के–की |
| अधिकरण | तिसमें | तिनमें |

सो ने વિભક્તિનો પ્રત્યય લગાડતાં તેનું વિકારી રૂપ એકવચનમાં तिस અને બહુવચનમાં तिन થાય છે.

## संबंधवाचक–जो

| | | |
|---|---|---|
| कर्त्ता | जो, जिसने | जो; जिनने, जिन्होंने |
| कर्म–संप्रदान | जिसको, जिसे | जिनको, जिन्हें |
| करण–अपादान | जिससे | जिनसे |
| संबंध | जिसका–के–की | जिनका–के–की |
| अधिकरण | जिसमें | जिनमें |

जो ने વિભક્તિનો પ્રત્યય લગાડતાં તેનું વિકારી રૂપ એકવચનમાં जिस અને બહુવચનમાં जिन થાય છે.

## प्रश्नवाचक–कौन

| | | |
|---|---|---|
| कर्त्ता | कौन, किसने | कौन; किनने, किन्होंने |
| कर्म—संप्रदाय | किसको, किसे | किनको, किन्हें |
| करण–अपादान | किससे | किनसे |
| संबंध | किसका–के–की | किनका–के–की |
| अधिकरण | किसमें | किनमें |

कौन ને વિભક્તિના પ્રત્યય લગાડતાં તેનું વિકારી રૂપ એકવચનમાં किस અને બહુવચનમાં किन થાય છે.

यह, वह, सो, जो અને कौन એ સર્વનામોના વિકારી રૂપને બહુવચનમાં ने પ્રત્યય લગાડતાં એ રૂપો થાય છે. તેમાં બીજું રૂપ न માં हों જોડવાથી થાય છે. તેમ જ कर्म અને संप्रदान વિભક્તિમાં को પ્રત્યય સિવાય બીજો એક પ્રત્યય એકવચનમાં ए અને બહુવચનમાં एँ લગાડાય છે. બહુવચનમાં एँ ના પહેલાં न માં ह મેળવાય છે.

## प्रश्नवाचक–क्या

क्या ની कारक रचना થતી નથી. આ શબ્દ આ જ રૂપમાં પ્રત્યયરહિત कर्त्ता અને कर्म વિભક્તિમાં એકવચનમાં આવે છે. બીજી વિભક્તિઓમાં क्या ને બદલે વ્રજભાષાના कहा સર્વનામનું વિકારી રૂપ काहे વપરાય છે.

| क्या | | अनिश्चयवाचक–कोई | |
|---|---|---|---|
| कारक | एकवचन | कारक | एकवचन |
| कर्त्ता | क्या | कर्त्ता | कोई, किसीने |
| कर्म | क्या | कर्म | किसीको |
| करण | काहेसे | करण | किसीसे |
| संप्रदान | काहेको | सप्रदान | किसीको |
| अपादान | काहेसे | अपादान | किसीसे |
| संबंध | काहेका–के–की | संबंध | किसीका–के–की |
| अधिकरण | काहेमें | अधिकरण | किसीमें |

कोई सर्वनामनी कारक-रचना फक्त એકવચનમાં થાય છે. એનાં રૂપોની દ્વિરૂક્તિથી બહુવચનનો બોધ થાય છે.

## अनिश्चयवाचक-कुछ

कुछ ની कारक-रचना થતી નથી. क्या ની માફક એ ફક્ત પ્રત્યય રહિત कर्ता અને कर्मના એકવચનમાં વપરાય છે. જ્યારે कुछનો પ્રયોગ कोईना અર્થમાં નામની પેઠે થાય છે, ત્યારે તેની कारक-रचना સંબોધન સિવાય બધી વિભક્તિમાં બહુવચનમાં થાય છે.

निजवाचक आप, क्या અને कुछ સિવાયનાં સર્વનામોનાં માનાર્થ બહુવચન રૂપોની સાથે બહુત્વનો બોધ કરાવવાને માટે लोग या लोगों લગાડાય છે.

### પ્રશ્ન.

૧ નીચેનાં સર્વનામનાં कर्त्ता एकवचन, करण बहुवचन, संप्रदान एकवचन અને संबंध बहुवचनનાં રૂપ બોલો. मैं, वह, जो, तू, कौन.

૨ उनमें, जिससे, किसीको, किनके, काहेसे, इनकी, जिन्होंने એ કયા સર્વનામની કઈ વિભક્તિ અને કયા વચનનાં રૂપો છે તે કહો.

૩ सो સર્વનામની कारक-रचना કરો.

### શબ્દો.

બહુ—बहुत

લેવું—लेना

વહાલી—प्यारी

વેઠવું—सहना

| | |
|---|---|
| ભયંકર—भयानक | આશય—आशय |
| એજ—यही | વિષય—विषय |
| ચાહવું—चाहना | મેજ—मेज |
| ઇચ્છા—इच्छा | દાબવું—दाबना |
| ઓળખવું—पहचानना | લાયક—लायक |
| શત્રુતા—शत्रुता | લક્ષ્મી—लक्ष्मी |
| ઉદાર—उदार | ઉચિત—उचित |
| મત—राय | માન—मान |
| રાખવું—रखना | ગુણ—गुण |
| સુખી—सुखी | પક્ષ—पक्ष |
| સીંચવું—सींचना | મિત્રતા—मित्रता |
| કુળધર્મ—कुलधर्म | પુરૂકુળદીપક—पुरुकुलदीपक |
| મહાશય—महाशय | લજ્જિત—लज्जित |
| રમકડું—खिलौना | સાસરૂં—ससुराल |
| બંને—दोनों | દોષ—दोष |

## વાક્યો.

૧ શકુંતલા મને બહુ વહાલી છે. ૨ તમે કોની પાસેથી ચોપડી લો છો? ૩ એનું નામ કમળા છે. ૪ તેને બહુ લોક ઓળખે છે. ૫ આ કોનું ઘર છે? ૬ આપની કૃપાથી અમે સુખીએ છીએ. ૭ મારામાં ઘણા દોષ છે. ૮ તમે કોને માટે દુઃખ વેઠો છો? ૯ તમારા પક્ષમાં બધા લાયક માણસ છે. ૧૦ તે પોતાનું કામ કરે છે. ૧૧ આપ

લોકોની શત્રુતાથી મિત્રતા ભયંકર છે. ૧૨ જેને તમે ચાહો છો તે સારો માણુસ છે. ૧૩ યશોદા અમારા ઘરની લક્ષ્મી છે. ૧૪ મને શો દોષ છે, આ તો અમારો કુળધર્મ છે. ૧૫ તેના આશય બહુ ઉદાર છે. ૧૬ આ વિષયમાં આપ લોકોનો શો મત છે? ૧૭ માધવી લતા તો મારી બેન છે. ૧૮ એને તું સીંચે છે. ૧૯ હે પુરૂકુળદીપક આપને એ જ ઉચિત છે. ૨૦ આપ ઉદાર યા મહાશય કોને કહો છો? ૨૧ આ તો આપ મને લજ્જિત કરો છો. ૨૨ હું મારાં ભાઇબેનને ચાહું છું. ૨૩ આ બાગ તમારો છે. ૨૪ હું તેમને માન આપું છું. ૨૫ મારી બેન પોતાનું રમકડું મેજ પર રાખે છે. ૨૬ એ મારૂં સાસરૂં છે. ૨૭ એમની શી ઇચ્છા છે? ૨૮ તેઓમાં ગુણુ અને દોષ બંને છે. ૨૯ તેઓ પોતે જ આવે છે. ૩૦ પંડિતજી અમારા ગામમાં રહે છે. ૩૧ તમારાથી હું ડરૂં છું. ૩૨ તે મારો હાથ દબાવે છે. ૩૩ તેના હાથમાં કેળું છે.

---

## પાઠ ૧૦.

### વિશેષણના પ્રકાર–विशेषण के प्रकार.

ગુજરાતીમાં વિશેષણુના બે પ્રકાર છે. ગુણુવાચક વિશેષણુ અને સંખ્યાવાચક વિશેષણુ. ત્યારે હિંદીમાં सार्वनामिक विशेषण, गुणवाचक विशेषण અને संख्यावाचक विशेषण એવા વિશેષણુના ત્રણુ પ્રકાર છે. એટલે ગુજરાતીમાં

જે સર્વનામો વિશેષણ તરીકે વપરાય છે તેમને માટે જુદો પ્રકાર આપ્યો નથી, ત્યારે હિંદીમાં તેવાં વિશેષણોને માટે सार्वनामिक विशेषण એવો જુદો પ્રકાર આપ્યો છે.

सार्वनामिक विशेषण–पुरुषवाचक અને निजवाचक સર્વનામ સિવાયનાં બધાં સર્વનામ વિશેષણ તરીકે વપરાય છે. જ્યારે તે એકલાં વપરાય ત્યારે સર્વનામ કહેવાય છે, અને જ્યારે તેમની સાથે નામ આવે છે ત્યારે તે सार्वनामिक विशेषण કહેવાય છે. वह आता है એમાં वह સર્વનામ છે અને वह नौकर आता है એમાં वह सार्वनामिक विशेषण છે. ઉપરનાં સર્વનામો વિશેષણ તરીકે વપરાય છે, એટલું જ નહિ પરંતુ તેમના પરથી બનતા નીચેના શબ્દો પણ વિશેષણ તરીકે વપરાય છે.

| | | | |
|---|---|---|---|
| यह | પરથી | इतना, ऐसा | એટલું, એવું |
| वह | પરથી | उतना, वैसा | તેટલું, તેવું |
| सो | પરથી | तितना, तैसा | તેટલું, તેવું |
| जो | પરથી | जितना, जैसा | જેટલું, જેવું |
| कौन | પરથી | कितना, कैसा | કેટલું, કેવું |

कौन જ્યારે વિશેષણ તરીકે વપરાય છે ત્યારે તેની સાથે सा પ્રત્યય આવે છે. જેમકે, कौन सा मनुष्य.

## गुणवाचक विशेषण

गुणवाचक विशेषण ની સંખ્યા બીજાં બધાં વિશેષણોથી વધારે હોય છે. એના કેટલાક મુખ્ય અર્થ નીચે આપ્યા છે.

काल—नया, पुराना, भूत, वर्त्तमान, भविष्य

नवुं, जुनुं, भूत, वर्त्तमान, भविष्य

स्थान—लंबा, चौड़ा, ऊँचा, नीचा, सीधा, सँकरा

લાંબુ, પહોળું, ઉંચું, નીચું, સીધું, સાંકડું

आकार—गोल, चौकोर, सुडौल, पोला, नुकीला

ગોળ, ચોરસ, સુડોળ, પોલું, અણીદાર

रंग—लाल, पीला, नीला, हरा, सफेद, काला, बैंगनी

લાલ, પીળો, વાદળી, લીલો, સફેદ, કાળો, જાંબુડો

दशा—दुबला, पतला, मोटा, गाढ़ा, गीला, सूखा

દુબળો, પાતળો, જાડો, ઘાડો, ભીનો, સુકો

गुण—भला, बुरा, उचित, अनुचित, सच, झूठ, पापी

ભલો, બુરો, ઉચિત, અનુચિત, સાચું, જુઠું, પાપી

गुणवाचक विशेषणની સાથે હીનતાના અર્થમાં सा પ્રત્યય જોડાય છે. જેમકે, बड़ा सा पेड़.

કેટલીકવાર गुणवाचक विशेषण વિશેષ્ય સિવાય એકલાં વપરાય છે, ત્યારે તેમનો પ્રયોગ નામના જેવો થાય છે. જેમકે. वह दीनों को सताता है.

## संख्यावाचक विशेषण

संख्यावाचक विशेषणના ઘણા ભેદ છે. તેમાંના મુખ્ય ભેદ નીચે આપ્યા છે.

पूर्णांक बोधक, अपूर्णांक बोधक, क्रमवाचक, आवृत्तिवाचक, अनिश्चित संख्यावाचक અને परिमाणवाचक.

पूर्णांक बोधक संख्यावाचक-पूरे આંકડા બતાવનાર સંખ્યાવાચક વિશેષણ, पांच, पचीस.

पूर्णांक बोधक સંખ્યાઓ નીચે આપીં છે.

| | |
|---|---|
| एक—એક | दो—બે |
| तीन—ત્રણ | चार—ચાર |
| पाँच—પાંચ | छ:—છ |
| सात—સાત | आठ—આઠ |
| नौ—નવ | दस—દસ |
| ग्यारह—અગીઆર | बारह—બાર |
| तेरह—તેર | चौदह—ચૌદ |
| पंद्रह—પંદર | सोलह—સોળ |
| सत्रह—સત્તર | अट्ठारह—અઢાર |
| उन्नीस—ઓગણીસ | बीस—વીસ |
| इक्कीस—એકવીસ | बाईस—બાવીસ |
| तेईस—ત્રેવીસ | चौबीस—ચોવીસ |
| पचीस—પચીસ | छब्बीस—છવ્વીસ |
| सत्ताईस—સત્તાવીસ | अट्ठाईस—અઠ્ઠાવીસ |
| उंतीस—ઓગણત્રીસ | तीस—ત્રીસ |
| इक्तीस—એકત્રીસ | बत्तीस—બત્રીસ |
| तेंतीस—તેત્રીસ | चौंतीस—ચોત્રીસ |
| पैंतीस—પાંત્રીસ | छत्तीस—છત્રીસ |
| सैंतीस—સાડત્રીસ | अड़तीस—આડત્રીસ |

| | |
|---|---|
| उंतालीस—ઓગણચાલીસ | चालीस—ચાલીસ |
| इक्तालीस—એકતાલીસ | बयालीस—બેતાલીસ |
| तेंतालीस—ત્રેતાલીસ | चौवालीस—ચુંવાલીસ |
| पैंतालीस—પીસતાલીસ | छियालीस—છેતાલીસ |
| सैंतालीस—સુડતાલીસ | अडतालीस—અડતાલીસ |
| उनचास—ઓગણપચાસ | पचास—પચાસ |
| इक्यावन—એકાવન | बावन—બાવન |
| तिरपन—ત્રેપન | चौवन—ચોપન |
| पचपन—પંચાવન | छप्पन—છપ્પન |
| सत्तावन—સત્તાવન | अट्ठावन—અઠ્ઠાવન |
| उनसठ—ઓગણસાઠ | साठ—સાઠ |
| इकसठ—એકસઠ | बासठ—બાસઠ |
| तिरसठ—ત્રેસઠ | चौंसठ—ચોસઠ |
| पैंसठ—પાંસઠ | छियासठ—છાસઠ |
| सड़सठ—સડસઠ | अड़सठ—અડસઠ |
| उनहत्तर—ઓગણસિત્તેર | सत्तर—સિત્તેર |
| इकहत्तर—ઇકોત્તેર | बहत्तर—બોતેર |
| तिहत्तर— તોતેર | चौहत्तर—ચુંવોતેર |
| पचहत्तर—પંચોતેર | छिहत्तर—છોતેર |
| सतहत्तर—સિત્તોતેર | अठहत्तर—ઇઠ્ઠોતેર |
| उनासी—અગન્યાએંસી | अस्सी—એંસી |
| इक्यासी—એકયાશી | बयासी—બ્યાશી |

| | |
|---|---|
| तिरासी—ત્યાશી | चौरासी—ચોર્યાશી |
| पचासी—પંચ્યાસી | छियासी—છયાશી |
| सत्तासी—સિત્યાશી | अट्ठासी—અઠ્ઠયાશી |
| नवासी—નેવ્યાશી | नब्बे—નેવું |
| इक्यानबे—એકાણું | बानबे—બાણું |
| तिरानबे—ત્રાણું | चौरानबे—ચોરાણું |
| पंचानबे—પંચાણું | छियानबे—છન્નુ |
| सत्तानबे—સત્તાણું | अट्ठानबे—અઠ્ઠાણું |
| निन्नानबे—નવ્વાણું | सौ—સો |
| हज़ार—હજાર | लाख—લાખ |
| करोड़—કરોડ | अरब—અબજ |
| खरब—ખર્વ | |

अपूर्णांक बोधक संख्यावाचक विशेषण—તેનાથી પૂર્ણ સંખ્યાના અમુક ભાગનો બોધ થાય છે. જેમકે, पाव, आधा.

નીચે કેટલીક अपूर्णांक बोधक संख्या આપી છે.

| | |
|---|---|
| पाव—પા | आधा—અડધો |
| पौन—પોણો | सवा—સવા |
| देढ—દોઢ | पौने दो—પોણા બે |
| ढाई—અઢી | साढ़ेतीन—સાડાત્રણ |

એકથી ઉપરાંતની સંખ્યા સાથે પા અથવા પોણો હોય તો તે બતાવવાને માટે તે સંખ્યા પહેલાં सवा અથવા पौने બોલાય છે. જેમકે, सवा दो, पौने तीन.

ત્રણ અને ત્રણ ઉપરની સંખ્યાઓમાં અર્ધો વધારે જણાવવો હોય તો साढ़ेનો ઉપયોગ થાય છે. જેમકે, साढ़े चार, साढ़े दस.

क्रमवाचक संख्यावाचक विशेषण—આ વિશેષણથી કોઈ વસ્તુની ક્રમ પ્રમાણે ગણતરીનો બોધ થાય છે. જેમકે, पहला, दूसरा.

क्रमवाचक विशेषण पूर्णांक बोधक विशेषणथी બને છે. પહેલાં ચાર क्रमवाचक विशेषण નિયમ રહિત છે. જેમકે, एक—पहला. दो—दूसरा. तीन—तीसरा. चार—चौथा.

पांचथी આગળની સંખ્યામાં वाँ જોડવાથી क्रमवाचव विशेषण બને છે. જેમકે, पाँच—पाँचवाँ. छः—छठवाँ—छठा. आठ-आठवाँ. दस—दसवाँ. पन्द्रह—पन्द्रहवाँ. पचास—पचासवाँ.

आवृत्तिवाचक संख्यावाचक विशेषण—આ વિશેષણ ગણા પણાનો અર્થ બતાવે છે. જેમકે, दुगुना, चौगुना.

पूर्णांकबोधक विशेषणની આગળ ' गुना ' શબ્દ લગાડવાથ आवृत्तिवाचक विशेषण બને છે. પહેલેથી આઠ સુધીની સંખ્ય ઓના શબ્દોમાં આદ્ય સ્વરનો કંઈક ફેરફાર થાય છે. જેમકે

| | |
|---|---|
| दो—दुगुना या दूना | छः—छ गुना |
| तीन—तिगुना | सात—सतगुना |
| चार—चौगुना | आठ—अठगुना |
| पाँच—पँचगुना | नव—नवगुना |

अनिश्चित संख्यावाचक विशेषण—આ વિશેષણથી અનિશ્ચિ સંખ્યાનો બોધ થાય છે. જેમકે सब, बहुत, अधिक. अनि संख्याना અર્થમાં આ વિશેષણનો પ્રયોગ બહુવચનમાં થાય

બીજાં વિશેષણોની માફક આ વિશેષણ પણ નામની પેઠે ઉપયોગમાં આવે છે.

परिमाणबोधक विशेषण—આ વિશેષણથી કોઈ વસ્તુના માપ અથવા તોલનો બોધ થાય છે. જેમકે, और ( બીજું ), सब (બધું), सारा ( આખું ), बहुतेरा ( ઘણુંક ), थोड़ा ( થોડું ), अधिक ( વધારે ), बहुत ( બહુ ).

આ વિશેષણો એકવચન નામની સાથે परिमाणबोधक અને બહુવચન નામની સાથે अनिश्चित संख्यावाचक થાય છે. જેમકે,

| परिमाणबोधक | अनिश्चित संख्यावाचक |
|---|---|
| बहुत दूध | बहुत आदमी |
| सब जंगल | सब पेड़ |
| सारा देश | सारे देश |

अल्प, किंचित् અને जरा એ કેવળ परिमाणवाचक विशेषण છે.

बहुत, थोड़ा, जरा, अधिकની સાથે નિશ્ચયના અર્થમાં सा પ્રત્યય જોડાય છે. જેમકે, बहुत सा लाभ, थोड़ी सी विद्या, जरा सी बात, अधिक सा लाभ.

## પ્રશ્ન.

१ હિંદીમાં વિશેષણના કેટલા અને કયા કયા પ્રકાર છે.

२ गुणवाचक विशेषणના થોડાક દાખલા આપો.

३ उतना, जितना, कैसा એ કયાં સર્વનામો પરથી થયેલાં વિશેષણો છે ?

૪ ક્યાં સર્વનામો વિશેષણ તરીકે વપરાય છે અને ક્યાં વપરાતાં નથી ?

૫ पूर्णांकबोधक संख्यावाचक વિશેષણ પરથી क्रमवाचक संख्या-वाचक विशेषण કેવી રીતે બને છે ?

## શબ્દો.

| | |
|---|---|
| કલમ—कलम | ફૂટ—फूट |
| તરવું—तैरना | ગામ—गाँव |
| પ્રજાજન—प्रजाजन | કિંમત—मूल्य |
| મહાત્મા—महात्मा | ભાગ—हिस्सा |
| માબાપ—माबाप | પરાક્રમી—पराक्रमी |
| શેર—सेर | ટોપલી—टोकरी |
| ઓરડો—कमरा | ચરવું—चरना |
| ચપળ—चपल | ચાલ—चाल |
| વેશ—भेष | વેપાર—व्यापार |
| ખોટું—खोटा | પૃથ્વી—पृथ्वी |
| અકાળ—अकाल | સાંજે—शामको |
| ખાલી—खाली | બતક—बतक |
| ખેડુત—किसान | નથી=છે નહિ—है नहीं |
| સવારે—सबेरे | વધવું—बढ़ना |
| કામ—काम | ભારે—भारी |
| નિયમ—नियम | મૃત્યુ—मृत्यु |

## વાકયો.

૧ ત્રણ છોકરા. ૨ સાત છોકરીઓ. ૩ પચાસ કલમો. ૪ આ ટોપલી ખાલી છે. ૫ હું સાડા પાંચ ફૂટ ઉંચો છું. ૬ આ લુગડું દોઢ ફૂટ લાંબું છે. ૭ આ ઓરડો નવ ફૂટ લાંબો અને છ ફૂટ પહોળો છે. ૮ પાંચ બતકો નદીમાં તરે છે. ૯ છ ઘોડા અને સાત ગાયો ખેતરમાં ચરે છે. ૧૦ તે છોકરો દુબળો છે. ૧૧ હું પાંચમી ચોપડી ભણું છું. ૧૨ અમારા ગામમાં ખેડુતોનાં અઢીસો ઘર છે. ૧૩ આ બ્રાહ્મણ ચપળ છે. ૧૪ જેવો દેશ તેવો વેશ. ૧૫ જેટલું જેટલું નામ વધે છે તેટલું તેટલું માન વધે છે. ૧૬ એ આપ જેવા મહાત્માઓનું કામ છે. ૧૭ આ વેપારમાં મારો ચાર આની ભાગ છે. ૧૮ આ સોનું થોડું ખોટું છે. ૧૯ સોનું પાણીથી ઓગણીસગણું ભારે છે. ૨૦ તેઓ પોતાનાં માબાપને માન આપે છે. ૨૧ સૂર્ય પૃથ્વીથી તેર લાખ ગણો મોટો છે. ૨૨ કરાંચી મોટું બંદર છે. ૨૩ આ કોઈ નવો નિયમ નથી. ૨૪ આ કોનો પરાક્રમી બાળક છે. ૨૫ મારા જેટલા પ્રજાજન છે તેમાં કોઈને અકાળ મૃત્યુ આવતું નથી. ૨૬ તે સારી ચાલ ચાલે છે. ૨૭ તે કપડું સવા પાંચ ફૂટ લાંબું છે. ૨૮ તે પોણો શેર દૂધ સવારે અને અધો શેર દૂધ સાંજે પીએ છે. ૨૯ આ ચોપડીની કિંમત પોણા ચાર રૂપીઆ અઢી આના છે.

નીચેનાં વાકયોમાં જ્યાં ખાલી જગ્યા છે ત્યાં યોગ્ય શબ્દ મૂકો.

१ यह (        ) आता है ? २ मैं (        ) गाय का (        ) पीता हूँ । ३ तुम (        ) बड़े भाई (        )। ४ तुम्हारा नाम (        ) है ? ५ मेरी टोपीका रंग (        ) है। ६ तुम्हारे पिता (    ) नाम (        ) है । ७ माके भाई (    ) (        )कहते हैं। ८ गंगा नदी (        ) निकलती है। ९ कलकत्ता हिंदुस्तानमें सब से (        ) शहर (    ) । १० सिद्धपुर हिंदुओं (    ) यात्रा का (        ) है । ११ चिड़ियाँ (        ) घोंसलों में (        ) हैं। १२ अच्छा (        ) माबापकी (        ) मानता है। १३ मैं (        ) बहिन हूँ । १४ (        ) (    ) बुलाते हो ? १५ (        ) क्या लिखता है ? १६ मा की (        ) मौसी (        ) हैं।

---

## પાઠ ૧૧.

### વિશેષણ–જાતિ, વચન, વિભક્તિ.

### विशेषण—लिंग, वचन, कारक

હિંદીમાં આકારાંત વિશેષણો સિવાય બીજાં વિશેષણોમાં જાતિ, વચન અને વિભકિતના કારણે કંઈ ફેરફાર થતો નથી. પરંતુ બધાં વિશેષણોનો પ્રયોગ નામની પેઠે થાય છે. એ માટે એમ કહેવાય છે કે વિશેષણોમાં બહુધા પરોક્ષ રૂપથી જાતિ, વચન અને વિભકિત હોય છે. એ પ્રકારનાં

વિશેષણોનો ફેરફાર નામની પેઠે તેમના 'છેવટના' પ્રમાણે થાય છે.

आकारांत વિશેષણોમાં ફેરફાર થવાના નિયમ નીચે પ્રમાણે છે.

પુલ્લિંગ વિશેષ્ય બહુવચનમાં હોય અથવા વિભક્તિના પ્રત્યયવાળું હોય અથવા શબ્દયોગી અવ્યયવાળું હોય તો 'आ' ના બદલે 'ए' થાય છે. જેમકે, छोटे लड़के, ऊँचे घर में, बड़े लड़के समेत.

સ્ત્રીલિંગ વિશેષ્યની સાથે વિશેષણના અંત્ય 'आ' નો ई થાય છે. જેમકે, छोटी लड़की, छोटी लड़कियाँ, छोटी लड़की को.

सार्वनामिक વિશેષણો કે જેમના છેડે 'आ' આવે છે તેવાં વિશેષણોનો ફેરફાર आकारांत गुणवाचक વિશેષણોના જેવો થાય છે. જેમકે, ऐसे मनुष्य को, ऐसे लड़के, ऐसी लड़की, ऐसी लड़कियाँ.

कौन, जो અને कोई ની સાથે જ્યારે सा પ્રત્યય આવે છે, ત્યારે તેમાં आकारांत गुणवाचक વિશેષણ જેવો ફેરફાર થાય છે. જેમકે, कौन सा लड़का, कौन सी लड़की, कौन से लड़के को.

आप, क्या અને कुछ સિવાય બાકીનાં મૂળ સાર્વનામિક વિશેષણોની પછી વિભક્તિના પ્રત્યયવાળું કે શબ્દયોગી અવ્યયવાળું નામ આવવાથી તેમનાં બંને વચનોમાં વિકારી રૂપ થાય છે. જેમકે, मुझ दीन को, तुझ मूर्ख से, हम ब्राह्मणों का धर्म, उस गाँव तक, किस वृक्ष की छाल, उन पेड़ों पर.

કેટલાંક કાળવાચક નામના સાતમી વિભક્તિના એક-વચનની સાથે कोईનું અવિકારી રૂપ આવે છે. જેમકે, कोई दम में, कोई घडी में.

कोई શબ્દના વિકારી રૂપની દ્વિરૂક્તિથી બહુવચનનો બોધ થાય છે, પરંતુ તેની સાથે બહુધા એકવચન નામ આવે છે. જેમકે किसी किसी तपस्वी को मैं पहचानता हूँ.

## પ્રશ્ન.

१ થોડાંક હિંદી आकारांत વિશેષણો બોલો.

२ आकारांत વિશેષણોનું स्त्रीलिंगનું રૂપ કેવી રીતે થાય છે.

३ વિશેષ્ય વિભક્તિના પ્રત્યયવાળું હોય તો आकारांत વિશે-ષણમાં કેવો ફેરફાર કરવો પડે છે ?

## શબ્દો.

| | |
|---|---|
| છબી—तसवीर | પસંદ—पसंद |
| કાચું—कच्चा | શાસ્ત્ર—शास्त्र |
| અસર—असर | જગ્યા—जगह |
| ઓછું—कम | પાઘડી—पगड़ी |
| સોબત—सुहबत | ક્રિકેટ—क्रिकेट |
| ગોળ—गोल | પ્રતિષ્ઠા—प्रतिष्ठा |
| સતાવવું—सताना | રસ્તો—रास्ता |
| બીજ—बीज | ને માટે—के लिये |
| ખાટી—खट्टी | આકાર—आकार |

પાકું—पक्का
હંમેશાં—हमेशा
તેલ—तेल
પાત્ર—पात्र
વિદ્યા—विद्या
વડોદરા—बड़ोदा
શસ્ત્ર—शस्त्र

૧ નાના છોકરા રમકડાં રમે છે. ૨ આવી છબીઓ મને પસંદ આવે છે ૩ તેની મોટી બેનનું નામ સરલા છે. ૪ મોટા છોકરાઓ ક્રિકેટ રમે છે. ૫ પૃથ્વીનો આકાર ગોળ છે. ૬ આ મારી નવી ટોપી છે. ૭ પાકા લીંબુનો રંગ પીળો હોય છે. ૮ કાચી કેરીનો રંગ લીલો હોય છે. ૯ આ સાંકડા રસ્તા છે. ૧૦ વડોદરાના રસ્તા પહોળા છે. ૧૧ તે સુકી જગ્યા પર બેસે છે. ૧૨ કાચાં બીજોમાંથી તેલ પાતળું અને ઓછું નીકળે છે. ૧૩ પ્રતિષ્ટાને માટે બે વિદ્યાઓ છે, એક શસ્ત્રવિદ્યા અને બીજી શાસ્ત્રવિદ્યા. ૧૪ આ પાઘડી જુની છે. ૧૫ આ ખાટી છાશ છે. ૧૬ સારી છોકરીઓને બધા ચાહે છે. ૧૭ તેઓ ઉંચા ઘરમાં રહે છે. ૧૮ રાજા નવા મહેલમાં રહે છે. ૧૯ હું નાના છોકરાને એક ચોપડી આપું છું. ૨૦ તે મોટા છોકરાને બોલાવે છે. ૨૧ તે ગરીબોને સતાવે છે. ૨૨ એવી સ્ત્રીઓ હંમેશાં માનને પાત્ર છે. ૨૩ તે માણસ આ છોકરાઓને કલમો આપે છે. ૨૪ તમે કયા છોકરાને ચાહો છો ? ૨૫ જેવી સોબત તેવી અસર.

---

# પાઠ ૧૨.

## કૃદંતના પ્રકાર—कृदंत के प्रकार.

કૃદંતને હિંદીમાં कृदंत કહે છે. તેના विकारी कृदंत અને अविकारी અથવા अव्यय कृदंत એવા બે પ્રકાર છે.

विकारी कृदंत—આ કૃદંતનો ઉપયોગ બહુધા નામ કે વિશેષણના જેવો થાય છે. આ કૃદંતના ચાર પ્રકાર છે.

क्रियार्थक संज्ञा ( કૃદંત નામ ), कर्तृवाचक संज्ञा ( ભવિષ્ય કૃદંત ), वर्त्तमानकालिक कृदंत ( વર્તમાન કૃદંત ) અને भूतकालिक कृदंत ( ભૂત કૃદંત ).

क्रियार्थक संज्ञा—ધાતુના અંતમાં 'ना' જોડવાથી બને છે. એનો પ્રયોગ નામ અને વિશેષણ બંનેના જેવો થાય છે. આ કૃદંત કેવળ પુલ્લિંગ અને एकवचनમાં આવે છે અને એની कारक-रचना સંબોધન સિવાયની વિભક્તિઓમાં आकारांत पुल्लिंग નામની પેઠે થાય છે. જેમકે,

जा—जाना. जाने को, जाने में.

જા—જવું. જવાને, જવામાં

कर्तृवाचक संज्ञा-क्रियार्थक संज्ञाના વિકારી રૂપમાં 'वाला' લગાડવાથી कर्तृवाचक संज्ञा બને છે. જેમકે, चलनेवाला(ચાલનાર), जानेवाला (જનાર). એનો પ્રયોગ કદી કદી ભવિષ્ય કૃદંત વિશેષણ જેવો થાય છે. જેમકે, आनेवाला नौकर ( આવનાર નોકર ).

वर्तमानकालिक कृदंत—આ કૃદંત સંબંધી હકીકત પાઠ ૩ જામાં આપવામાં આવી છે. જ્યારે એનો પ્રયોગ નામની પેઠે થાય છે, ત્યારે એની कारक-रचना આકારાંત પુલ્લિંગની પેઠે થાય છે. જેમકે, मरता क्या न करता.

भूतकालिक कृदंत—ધાતુના અંતમાં 'आ' લગાડવાથી આ કૃદંત બને છે; એની રચના નીચે લખેલા નિયમો પ્રમાણે થાય છે.

बोल—बोला. डर—डरा. पहचान—पहचाना. मार—मारा.

ધાતુના અંતમાં आ, ए કે ओ હોય તો ધાતુના અંતમાં 'य' કરી 'आ' લગાડાય છે જેમકે ला—लाया, कहला—कहलाया, बो-बोया.

જો ધાતુના અંતમાં 'ई' હોય તો તેનો 'इ' કરી પછી 'या' લાગે છે. જેમકે, पी—पिया, जी—जिया, सी—सिया.

ऊकारांत ધાતુના 'ऊ'નો 'उ' કરી તેને 'आ' લગાડાય છે. જેમકે, चू-चुआ, छू—छुआ.

નીચે લખેલાં ભૂતકૃદંત અનિયમિત છે.

हो—हुआ. कर—किया. दे—दिया. जा—गया. मर—मुआ, मरा. ले—लिया.

भूतकालिक कृदंतનો પ્રયોગ બહુધા વિશેષણના જેવો થાય છે. જેમકે, मरा घोड़ा (મરેલો ઘોડો). गिरा घर (પડેલું ઘર).

वर्तमानकालिक અને भूतकालिक कृदंतની સાથે ઘણું ખરું हुआ લગાડે છે, અને એમાં પણ મૂળ કૃદંતની પેઠે રૂપાંતર

થાય છે. જેમકે, दौड़ता हुआ घोड़ा ( દોડતો ઘોડો ), चलती हुई गाड़ी (ચાલતી ગાડી), देखी हुई वस्तु ( જોએલી વસ્તુ ), मरे हुए लोग ( મરેલા લોક ).

જે ભૂતકૃદંતોમાં 'आ'ની પછી 'य' આવે છે, તેઓમાં 'ए' અને 'ई' પ્રત્યયોના પહેલાં વિકલ્પે 'य' નો લોપ થઇ જાય છે. જેમકે, लाये કે लाए. लायीं કે लाईं.

જો 'य' પ્રત્યયના પહેલાં 'इ' હોય તો 'य' નો લોપ થઇને 'इ' પ્રત્યય પહેલા 'इ'માં સંધિ પ્રમાણે મળી જઈ ई' થાય છે. જેમકે, लिया–ली. दिया–दी. किया–की. सिया–सी.

## પ્રશ્ન.

१ विकारी कृदंतના કેટલા અને કયા કયા પ્રકાર છે ?

२ भूतकालिक कृदंत કેવી રીતે બને છે ?

३ જે ધાતુને છેડે ई હોય એવા ધાતુના भूतकालिक कृदंत કેવી રીતે થાય છે ?

४ जानेवाला, किया हुआ, लिखते हुए, पढनेंम, बोया, गया આ કયા પ્રકારનાં કૃદંત છે તે કહો.

५ નીચેનાં ક્રિયાપદોનાં भूतकालिक कृदंत બનાવો. दौड़ना, खाना, मारना, देना, लाना.

## શબ્દો.

| | |
|---|---|
| આજ–आज | પિતા–पिता |
| મુંબઈ–बम्बई | સ્મરણ–स्मरण |
| મનુષ્ય–मनुष्य | પીગળવું–पिघलना |
| ધર્મ–धर्म | વ્યાયામ–व्यायाम |

ઉત્પન્ન—उत्पन्न
વાનપ્રસ્થ—वानप्रस्थ
જીવવું—जीना
મેટ્રિક—मेट्रिक
ગભરાવું—घबराना
વાંચવું—पढ़ना
વરસ—बरस
શેકવું—भूनना
પરીક્ષા—परीक्षा, इम्तहान
લાભ—लाभ
ગવર્નર સાહેબ—लाट साहब
ઈરાદો—इरादा
વાઘ—बाघ
પાળવું—पालना
પક્ષી—पक्षी, चिड़िया
પાઠ—पाठ, सबक़
મળવું—मिलना
પદ—पद
તૈયાર—तैयार, उद्यत
નહાવા—नहाना
ભાષા—भाषा

## વાક્યો.

૧ આજ મારો ભાઈ આવનાર છે. ૨ તમારા પિતા મુંબઈ જનાર છે. ૩ પ્રભુનું સ્મરણ કરવું એ માણસનો ધર્મ છે. ૪ તે વહેતા પાણીમાં ચાલે છે. ૫ હું જીવતો વાઘ પકડું છું. ૬ તે રમતા છોકરાને મારે છે. ૭ તમારો લખેલો પાઠ હું વાંચું છું. ૮ તમારા શેકેલા ચણા મને સારા લાગે છે. ૯ તમારૂં કરેલું કામ સાહેબ પસંદ કરે છે. ૧૦ વિદ્યા ભણવાથી આપણને બહુ લાભ થાય છે. ૧૧ વ્યાયામ કરવાથી બહુ ફાયદા થાય છે. ૧૨ મારનારથી પાળનાર મોટો હોય છે. ૧૩ આ વરસે હું મેટ્રિકની પરીક્ષામાં બેસવાનો ઈરાદો રાખું છું. ૧૪. મુંબઈના ગવર્નર સાહેબ વાનપ્રસ્થ થનાર છે. ૧૫ મોટું પદ મળવાથી કોઈ

મોટું થતું નથી. ૧૬ તું મરવાથી આટલો કેમ ડરે છે? ૧૭ આપનું ત્યાં જવું ઉચિત નથી. ૧૮ તે ચોપડી લખવાને માટે તૈયાર છે. ૧૯ તે ઊડતું પક્ષી ઓળખે છે. ૨૦ સવારે નહાવું સારૂં છે. ૨૧ હું પક્ષીને તેના માળામાં બેઠેલું જોઉં છું. ૨૨ તમારૂં લખેલું પુસ્તક બહુ સારૂં છે. ૨૩ તે પોતાની મા પાસે જવાથી ગભરાય છે. ૨૪ ગરમ કરવાથી કલાઇ પીગળે છે.

---

## પાઠ ૧૩.

### કૃદંત અવ્યય—कृदंत अव्यय.

विकारी कृदंत વિષે પાછલા પાઠમાં જોઇ ગયા. હવે अविकारी कृदंत અથવા कृदंत अव्यय વિષે વિચાર કરીએ.

अविकारी कृदंतना ના ચાર પ્રકાર છે. पूर्वकालिक, तात्कालिक, अपूर्णक्रियाद्योतक અને पूर्णक्रियाद्योतक.

पूर्वकालिक कृदंत—આ કૃદંત અવ્યય ધાતુના રૂપમાં રહે છે, અથવા ધાતુના અંતમાં के, कर या करके જોડવાથી બને છે. જેમકે,

| **क्रिया** | **धातु** | **पूर्वकालिक कृदंत** |
|---|---|---|
| जाना | जा | जाके, जाकर, जा करके |
| खाना | खा | खाके, खाकर, खा करके |
| दौड़ना | दौड़ | दौड़के, दौड़कर, दौड करके |

पूर्वकालिक कृदंत अव्ययથી બહુધા મુખ્ય ક્રિયાપદના પહેલાં થનાર ક્રિયાની સમાપ્તિનો બોધ થાય છે. જેમકે, मैं नगर देख कर लौटता हूँ.

तात्कालिक कृदंत अव्यय—આ કૃદંત वर्तमानकालिक कृदंतના 'ता' ને 'ते' આદેશ કરી તેની આગળ ही જોડવાથી બને છે. જેમકે, बोलते ही, आते ही.

એથી મુખ્ય ક્રિયાપદની સાથે થનારી ક્રિયાની સમાપ્તિનો બોધ થાય છે. જેમકે, वह आते ही उपद्रव मचाता है.

अपूर्णक्रियाद्योतक कृदंत अव्यय—આ કૃદંત અવ્યય ધાતુને 'ते' લગાડવાથી થાય છે. જેમકે, सोते, रहते, देखते. એથી મુખ્ય ક્રિયાપદની સાથે થનારી ક્રિયાની અપૂર્ણતા સૂચિત થાય છે. જેમકે, वह बोलते रोता है.

पूर्णक्रियाद्योतक कृदंत अव्यय—આ કૃદંત અવ્યય भूतकालिक कृदंतના અંત્ય 'आ' નો 'ए' આદેશ કરવાથી બને છે. જેમકે, लिए, गए, किए, मारे, बीते. આ કૃદંતથી બહુધા મુખ્ય ક્રિયાપદની સાથે થનારી ક્રિયાની પૂર્ણતાનો બોધ થાય છે. જેમકે, इतनी रात गए तुम क्यों आते हो. लिये અને मारे એ कृदंतનો પ્રયોગ બહુધા શબ્દયોગી અવ્યય જેવો થાય છે.

अपूर्णक्रियाद्योतक અને पूर्णक्रियाद्योतक कृदंतની સાથે બહુધા 'होना' ક્રિયાપદનું पूर्णक्रियाद्योतक कृदंत 'हुए' લગાડવામાં આવે છે. જેમકે, चलते हुए, लिखे हुए.

## પ્રશ્ન.

૧ कृदंत अव्ययના કેટલા અને કયા કયા પ્રકાર છે?

૨ पूर्वकालिक कृदंत अव्यय કેવી રીતે બને છે?

૩ નીચે લખેલાં कृदंत કયા પ્રકારનાં છે?

लिखे, पढ़ते ही, करते, जाकर, दौड़के

૪ નીચે લખેલાં ક્રિયાપદોનાં तात्कालिक कृदंत अव्यय અને

पूर्णक्रियाद्योतक कृदंत अव्ययनां રૂપ બોલો.
खेलना, ऊठना, पीना, बैठना, देखना

## શબ્દો.

| | |
|---|---|
| પાછા આવવું—लौटना | અધિકાર—अधिकार |
| સુખ—सुख | કસરત—कसरत |
| સાંભળવું—सुनना | થાક—थकावट |
| હલાવવું—हिलाना | આરંભ—आरंभ |
| દયા—दया | ગાળ—गाली |
| કંડીઓ—पिटारी | હસવું—हँसना |
| મેળવવું—पाना | ઊંઘ—नींद |
| પૈસા—पैसे | વાત—बात |
| દૂર—दूर | પુંછડી—पूँछ, दुम |
| દવા—दवा | વિચારવું—सोचना |
| શોભા—शोभा | દેવું—देना |
| પતાસું—बताशा | વગર—बिना |

## વાકયો.

૧ અમે શહેર જોઇને પાછા આવીએ છીએ. ૨ તે રમીને ભણે છે. ૩ અમે તે છોકરીને રોજ ગાતાં સાંભળીએ છીએ. ૪ હું તેને રોજ સીવતાં જોઉં છું. ૫ અધિકાર મેળવીને સુખ આપવું એ મોટાઓને શોભા આપે છે. ૬ તેને દેખતાં જ મને દયા આવે છે. ૭ એથી થાક દૂર થઈને સારી ઊંઘ આવે છે. ૮ તેઓ મને ગાતાં સાંભળે છે. ૯

મારો ભાઈ તેને કપડાં સીવતાં જુએ છે. ૧૦ તે ખા પીને ભણવા બેસે છે. ૧૧ તે પાણી ભરીને આવે છે. ૧૨ રમણ તેને ગાળો દઈને મારે છે. ૧૩ કુતરો પુછડી હલાવીને ચાલે છે. ૧૪ હું તેને પાણી ભરતાં જોઉં છું. ૧૫ કંડીઓ ઉઘાડતાંજ સાપ બહાર નીકળે છે. ૧૬ તે દૂધ આપીને પૈસા લે છે. ૧૭ હું દવા પીને પતાસું ખાઉં છું. ૧૮ અમે કસરત કરીને દૂધ પીએ છીએ. ૧૯ તેઓ કામનો આરંભ કરીને મને બોલાવે છે. ૨૦ તે ડોસો ચાલતાં ચાલતાં બેસે છે. ૨૧ તે હસતાં હસતાં વાત કરે છે. ૨૨ આટલી રાત ગએ તે ઘેર આવે છે. ૨૩ વગર વિચારે જે કામ કરે છે તે પસ્તાય છે. ૨૪ હું ઊઠીને આવું છું. ૨૫ તે છોડી પાણી ભરીને આવે છે.

નીચે લખેલાં વાકયોમાં જયાં ખાલી જગ્યા છે, ત્યાં યોગ્ય શબ્દો મૂકો.

१ (     ) लड़के को सब चाहते हैं। २ माबाप की आज्ञा (     ) लड़कों का परम (     ) है। ३ व्यायाम (     ) बहुत लाभ होता (     )। ४ मैं अंगरेजी (     ) इच्छा रखता (     )। ५ हम उसको (     ) सुनते हैं। ६ वह कसरत (     ) दूध (     ) है। ७ वे (     ) घोड़े पर बैठते हैं। ८ दवा (     ) ज्वर मिटता है। ९ तुम्हारी (     ) पुस्तक मैं पढता (     )। १० तुम्हारी बम्बई से (     ) दवा (     ) पीती है।

---

# પાઠ ૧૪.

## સામાન્ય ભૂતકાળ—सामान्य भूतकाल.

ક્રિયાપદનો વર્ત્તમાનકાળ કેવી રીતે થાય છે, તે આપણે જોઈ ગયા. હવે આ પાઠમાં ક્રિયાપદના ભૂતકાળ વિષે વિચાર કરીએ.

થઇ ગએલી ક્રિયા માટે ભૂતકાળ વપરાય છે. એને હિંદીમાં પણ भूतकाल કહે છે. નીચે તેનાં રૂપો આપ્યાં છે.

### भूतकाल—चल धातु—पुल्लिंग

| पु. | एकवचन | वहुवचन |
|---|---|---|
| उ. | मैं चला હું ચાલ્યો | हम चले અમે ચાલ્યા |
| म. | तू चला તું ચાલ્યો | तुम चले તમે ચાલ્યા |
| अ. | वह चला તે ચાલ્યો | वे चले તેઓ ચાલ્યા |

નિયમ—ધાતુને એક વચનમાં 'आ' અને બહુ વચનાં 'ए' પ્રત્યય લગાડવવાથી भूतकाल-पुल्लिंगનાં બધા પુરૂષનાં રૂપ બને છે.

### भूतकाल—चल धातु—स्त्रीलिंग

| | | |
|---|---|---|
| उ. | मैं चली હું ચાલી | हम चलीं અમે ચાલી |
| म. | तू चली તું ચાલી | तुम चलीं તમે ચાલી |
| अ. | वह चली તે ચાલી | वे चलीं તેઓ ચાલી |

નિયમ—ધાતુને એક વચનમાં 'ई' અને બહુવચનમાં ईं પ્રત્યય લગાડવાથી भूतकाल-स्त्रीलिंगનાં બધા પુરૂષનાં રૂપ બને છે.

ઉપર જે ક્રિયાપદનાં રૂપ આપ્યાં છે, તે ક્રિયાપદ અ-કર્મક છે. એમાં કર્ત્તા પ્રમાણે ક્રિયાપદ ફરે છે, એટલે कर्त्तरि प्रयोगनां રૂપ છે. હવે નીચે સકર્મક ક્રિયાપદનાં રૂપ આપ્યાં છે. તેમાં कर्म પ્રમાણે ક્રિયાપદ ફરે છે એટલે कर्मणि પ્રયોગનાં રૂપો છે.

## कर्मणि प्रयोग

### भूतकाल—लिख धातु—कर्म-पुल्लिंग

| पु. | एकवचन | | बहुवचन | |
|---|---|---|---|---|
| उ. | मैंने, हमने<br>મેં, અમે | लिखा<br>લખ્યો, લખ્યું | मैंने, हमने<br>મેં, અમે | लिखे<br>લખ્યા, લખ્યાં |
| म. | तूने, तुमने<br>તેં, તમે | | तूने, तुमने<br>તેં, તમે | |
| अ. | उसने, उन्होंने<br>તેણે, તેમણે | | उसने, उन्होंने<br>તેણે, તેમણે | |

### भूतकाल—लिख धातु—कर्म-स्त्रीलिंग

| पु. | एकवचन | | बहुवचन | |
|---|---|---|---|---|
| उ. | मैंने, हमने<br>મેં, અમે | लिखी<br>લખી | मैंने, हमने<br>મેં, અમે | लिखीं<br>લખી |
| म. | तूने, तुमने<br>તેં, તમે | | तूने, तुमने<br>તેં, તમે | |
| अ. | उसने, उन्होंने<br>તેણે, તેમણે | | उसने, उन्होंने<br>તેણે, તેમણે | |

ઉપરનાં રૂપોથી જણાશે કે ક્રિયાપદના कर्त्ता मैंने એક-વચનમાં અને हमने બહુવચનમાં છે, તો પણ તે બંને વખતે ક્રિયાપદ તો એકવચનમાં જ છે; જયારે બીજી બાજુ कर्त्ता

એને એ હોવા છતાં ક્રિયાપદ બહુવચનમાં છે. એ પરથી સ્પષ્ટ સમજાશે કે આવાં ક્રિયાપદો કર્ત્તા પ્રમાણે ફરતાં નથી પણ કર્મ ( કે જે અધ્યાહાર છે તેના ) પ્રમાણે ફરે છે. આવાં રૂપો कर्मणि प्रयोगનાં રૂપો કહેવાય છે.

ક્રિયાપદનાં भूतकालનાં રૂપ भूतकालिक कृदंत જેવા જ પ્રત્યયો ધાતુને લગાડવાથી થાય છે. એ ઉપરનાં રૂપોથી સમજાયું હશે.

## પ્રશ્ન.

૧ હિંદીમાં भूतकालનાં पुल्लिंगનાં રૂપ ધાતુને કયા પ્રત્યય લગાડવાથી થાય છે ?

૨ भूतकाल स्त्रीलिंगનાં રૂપ કયા પ્રત્યય લગાડવાથી થાય છે ?

૩ मैंने लिखे અને हमने लिखा એવાં રૂપ કયા પ્રયોગમાં થાય છે ?

૪ दौड़ ધાતુનાં भूतकालનાં पुल्लिंगનાં રૂપ બોલો.

૫ बैठ ધાતુનાં भूतकालનાં स्त्रीलिंगનાં રૂપ બોલો.

## શબ્દો.

| | |
|---|---|
| ધન—धन | ફળ—फल |
| ચાંદ—तमगा | આબરૂ—आबरु |
| આશીર્વાદ—आशीर्वाद | ઝાડ—पेड़ |
| આગ—आग | પરમહંસ—परमहंस |
| મહીનો—महिना | ઇંગ્લાંડ—इंग्लिस्तान |
| તે વખતે—उस समय | પીઅર—पीहर, नैहर |
| બંને—दोनों | જરા—तनिक |

માલીક—मालिक
આંધી—आँधी
લૂછવું—पोंछना
હાર—हार
સોદાગર—सौदागर
કાઢવું—निकालना
ભયાનક—भयानक
શરમ—लज्जा
એકઠું—इकट्ठा
બહાર—बाहर
રૂદન—रुदन
પૂજા—पूजा
વચ્ચોવચ—बीचोंबीच
પગ—पैर
આંસુ—आँसू

## વાક્યો.

૧ રાજાએ બ્રાહ્મણને ધન આપ્યું. ૨ ઝાડથી ફળ પડયું. ૩ માલીકે નોકરને બોલાવ્યો. ૪ રામે સીતાને માટે રૂદન કર્યું. ૫ મગને કેરી ખાધી. ૬ રામે રાવણને માર્યો. ૭ યુધિષ્ઠિરે ગળામાંથી હાર કાઢયો. ૮ લક્ષ્મણ રથ પર ચઢયા. ૯ સીતાએ આગમાં પગ નાખ્યો. ૧૦ આ શિકારીએ કાલે વાઘને માર્યો. ૧૧ તેઓ હિન્દીમાં બોલ્યા. ૧૨ હું અંગ્રેજી બોલ્યો. ૧૩ તેણે કાગળ લખ્યો. ૧૪ મેં દૂધ પીધું. ૧૫ તેને પરીક્ષામાં પહેલો નંબર આવવાથી ચાંદ મળ્યો. ૧૬ તેણે બહુ ધન એકઠું કર્યું. ૧૭ તેણે ઘણી આબરૂ મેળવી. ૧૮ કરણે બ્રાહ્મણોની પૂજા કરી. ૧૯ આ આશીર્વાદ કોણે આપ્યો ? ૨૦ તે વખતે એક મોટી ભયાનક આંધી આવી. ૨૧ છોકરાને મેં જોયો નહિ. ૨૨ મેં બોલાવ્યો એક અને આવ્યા દસ. ૨૩ પરમહંસ શિવાનંદ કાશીએ ગયા. ૨૪ સોદાગરે ઘોડા વેચ્યા. ૨૫ તે બે મહિના ગાંદો રહ્યો.

૨૬ તે પોતાને પીએર ગઈ. ૨૭ તેઓ વચ્ચોવચ બેઠા. ૨૮ તેઓ બંને હાથોથી આંસુ લૂછવા લાગી.

---

## પાઠ ૧૫.

### હોવું ક્રિયાપદનાં ભૂતકાળનાં રૂપ.

### होना (स्थितिदर्शक) क्रिया का भूतकाल.

બીજા પાઠમાં આપણે જોઈ ગયા છીએ કે होना ક્રિયાપદ મુખ્ય અને સહાયકારક ક્રિયાપદ તરીકે વપરાય છે. તેનાં વર્તમાનકાળનાં રૂપ તે પાઠમાં આપ્યાં હતાં. તેનાં રૂપ વર્તમાનકાળમાં જેમ અનિયમિત રીતે થાય છે, તેમ ભૂતકાળમાં પણ અનિયમિત રીતે થતાં હોવાથી નીચે આપવામાં આવ્યાં છે.

#### होना—भूतकाल—पुल्लिंग

| पु. | एकवचन | | बहुवचन | |
|---|---|---|---|---|
| उ. | मैं था | હું હતો | हम थे | અમે હતા |
| म. | तू था | તું હતો | तुम थे | તમે હતા |
| अ. | वह था | તે હતો | वे थे | તેઓ હતા |

પુલ્લિંગમાં એકવચનમાં था અને બહુવચનમાં थे થાય છે.

#### होना—भूतकाल—स्त्रीलिंग

| | | | | |
|---|---|---|---|---|
| उ. | मैं थी | હું હતી | हम थीं | અમે હતી |

| પુ. | एकवचन | बहुवचन |
| --- | --- | --- |
| મ. | तू थी તું હતી | तुम थीं તમે હતી |
| અ. | वह थी તે હતી | वे थीं તેઓ હતી |

સ્ત્રીલિંગમાં એકવચનમાં थी અને બહુવચનમાં थीं થાય છે.

જ્યારે होना ક્રિયાપદ विकारदर्शक હોય છે એટલે તેનો અર્થ 'થવું' એવો થાય છે, ત્યારે તેનાં ભૂતકાળનાં રૂપ બીજાં ક્રિયાપદોની માફક પુલ્લિંગ માં એકવચનમાં आ અને બહુવચનમાં ए પ્રત્યય અને સ્ત્રીલિંગ માં એકવચનમાં ई અને બહુવચનમાં ईं પ્રત્યય લગાડવાથી થાય છે. જેમકે,

પુલ્લિંગ

| | एकवचन | | बहुवचन |
| --- | --- | --- | --- |
| मैं હું | हुआ | हम અમે | हुए |
| तू તું | થયો, | तुम તમે | થયા, |
| वह તે | થયું | वे તેઓ | થયાં |

સ્ત્રીલિંગ

| | एकवचन | | बहुवचन |
| --- | --- | --- | --- |
| मैं હું | | हम અમે | |
| तू તું | हुई<br>થઇ | तुम તમે | हुईं<br>થઇ |
| वह તે | | वे તેઓ | |

પ્રશ્ન.

૧ होना ( स्थितिदर्शक ) ક્રિયાપદનાં ભૂતકાળનાં પુલ્લિંગનાં રૂપ બોલો.

थीं એ કયા ક્રિયાપદનું કઇ જાતિ અને કયા વચનનું રૂપ છે ?

३ होना ( विकारदर्शक ) क्रियापदनां भूतकाळनां रूप केवी रीते थाय छे ?

## શબ્દો.

| | |
|---|---|
| આર્ય—आर्य | પતિવ્રતા—पतिव्रता |
| ગદાયુદ્ધ—गदायुद्ध | આબાદ—आबाद |
| ક્રોધી—क्रोधी | ઘડપણ—बुढ़ापा |
| પહોળાઇ—चौड़ाई | પૈડું—पहिया |
| ઉપાસક—उपासक | પત્ની—पत्नी |
| કુશળ—कुशल | પરમ—परम |
| ત્રિકાળદર્શી—त्रिकालदर्शी | ઝુંપડી— झोंपड़ी, कुटी |
| બાળપણ—लड़कपन | મોટપણ—बड़प्पन |
| દાનેશ્રી—दानेश्री | સત્યવાદી—सत्यवादी |
| સ્થિતિ—स्थिति | ઋષિ—ऋषि |
| પ્રતાપી—प्रतापी | લંબાઇ—लंबाई |
| સામેલ—शामिल | |

## વાક્યો.

૧ આર્યો સૂર્યના ઉપાસક હતા. ૨ રાજા કર્ણ મોટો દાનેશ્રી હતો. ૩ સીતા પતિવ્રતા હતાં. ૪ દમયંતી નરની પત્ની હતી. ૫ યુધિષ્ઠિર સત્યવાદી હતા. ૬ ભૂતકાળમાં આપણો હિન્દુસ્તાન દેશ આબાદ સ્થિતિમાં હતો. ૭ કૃષ્ણ અર્જુનના પરમ મિત્ર હતા. ૮ દુર્વાસા ઋષિ બહુ ક્રોધી હતા. ૯ ઋષ્યશૃંગના પિતા વિભાણ્ડક ત્રિકાળદર્શી હતા. ૧૦ ભોજ

પ્રતાપી રાજા હતો. ૧૧ તેમની ઝુંપડીના બે ભાગ હતા. ૧૨ ઘડપણમાં પ્રેમાનંદ કવિ સુખી હતા. ૧૩ તેની લંબાઇ ચાર ફૂટ અને પહોળાઇ બે ફૂટ હતી. ૧૪ ભીમ ગદાયુદ્ધમાં કુશળ હતો. ૧૫ બાલપણમાં તે બહુ ચતુર હતો. ૧૬ તેમાં તે સામેલ હતો. ૧૭ ગાડીને ચાર પડાં હતાં. ૧૮ મોટપણમાં તેમને એક છોકરો થયો.

---

## પાઠ ૧૬.

### સામાન્ય ભવિષ્યકાળ—सामान्य भविष्यत्काल.

ક્રિયાપદના મુખ્ય ત્રણ કાળ છે. તેમાંના वर्त्तमानकाल અને भूतकाल સંબંધી આપણે જોઈ ગયા. હવે આ પાઠમાં ભવિષ્યકાળની હકીકત આપવામાં આવે છે.

હવે પછી થવાની ક્રિયાને માટે ભવિષ્યકાળ વપરાય છે. હિંદીમાં તેને भविष्यत्काल કહે છે. તેનાં રૂપો નીચે આપવામાં આવ્યાં છે.

### भविष्यत् काल—चल धातु—पुल्लिंग

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| उ. | मैं चलूँगा હું ચાલીશ | हम चलेंगे અમે ચાલીશું |
| म. | तू चलेगा તું ચાલશે | तुम चलोगे તમે ચાલશો |
| अ. | वह चलेगा તે ચાલશે | वे चलेंगे તેઓ ચાલશે |

**નિયમ—ધાતુને પહેલા પુરુષ એકવચનમાં ऊँगा, બીજા અને ત્રીજા પુરુષ એકવચનમાં** एगा, **પહેલા અને ત્રીજા**

પુરૂષ બહુવચનમાં ऐंगे અને બીજા પુરૂષ બહુવચનમાં ओगे પ્રત્યયો લગાડવાથી भविष्यत्काल पुल्लिंगનાં રૂપ બને છે.

## भविष्यत् काल—चल धातु—स्त्रीलिंग

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| उ. | मैं चलूँगी હું ચાલીશ | हम चलेंगी અમે ચાલીશું |
| म. | तू चलेगी તું ચાલશે | तुम चलोगी તમે ચાલશો |
| अ. | वह चलेगी તે ચાલશે | वे चलेंगी તેઓ ચાલશે |

નિયમ—ધાતુને પહેલા પુરુષ એકવચનમાં ऊँगी, બીજા અને ત્રીજા પુરુષ એકવચનમાં एगी, પહેલા અને ત્રીજા પુરુષ બહુવચનમાં ऐंगी અને બીજા પુરુષ બહુવચનમાં ओगी પ્રત્યયો લગાડવાથી भविष्यत्काल स्त्रीलिंगનાં રૂપ બને છે.

ગુજરાતીમાં ભવિષ્યકાળનાં નરજાતિ અને નારીજાતિનાં રૂપ સરખાં થાય છે, પણ હિંદીમાં જુદાં થાય છે એ ધ્યાનમાં રાખવું.

### પ્રશ્ન.

૧ હિંદીમાં મુખ્ય કાળ કેટલા અને કયા કયા છે?
૨ भविष्यत्काल पुल्लिंग નાં રૂપ કેવી રીતે બને છે?
૩ कर ધાતુનાં भविष्यत्काल स्त्रीलिंग નાં રૂપ બોલો.
૪ दौड़ ધાતુનાં भविष्यत्काल पुल्लिंग નાં રૂપ બોલો.

### શબ્દો.

| | |
|---|---|
| કાલે—कल | ધોરણ—जमात, दरजा, श्रेणी |
| પાસ—पास | સ્વરાજ્ય—स्वराज्य |
| ટેવ—बान | ભારતવાસી—भारतवासी |

બસ—बस
રાષ્ટ્રભાષા—राष्ट्रभाषा
ચિટ્ઠી—चिट्ठी
મુશ્કેલી—कठिनाई
ફરવું—घूमना, फिरना
બગડવું—बिगड़ना
બપોર—दोपहर
૭ વાગે—छ बजे
નીમાવું—नियुक्त होना
પરલોક—परलोक
પાછળ—पीछे
મદદ—मदद
સફળ—सफल
સેવા—सेवા

## વાકયો.

૧ હું કાલે બાગમાં જઇશ. ૨ અમે આ વર્ષે પાંચમા ધોરણમાં પાસ થઇશું. ૩ હિંદુસ્તાનને થોડાંજ વરસમાં સ્વરાજ્ય મળશે. ૪ હિન્દી ભાષા રાષ્ટ્રભાષા થવાથી સ્વરાજ્ય-પ્રાપ્તિમાં ઘણી મદદ મળશે. ૫ મારા પિતા મારા માટે એક નવી ટોપી લાવશે. ૬ અમે હિન્દીમાં બોલવાની ટેવ પાડીશું. ૭ થોડા સમયમાં તેઓ દિવાનપદ પર નીમાશે. ૮ પ્રભુ દયાળુ છે. તે બધાનું ભલું કરશે. ૯ હું ફૂલની માળાઓ બનાવીશ. ૧૦ પુત્રી, તમે શી શી સેવા કરશો ? ૧૧ જે હરિશ્ચંદ્રે કર્યું તે તો હાલ કોઇ પણ ભારતવાસી કરશે નહિ. ૧૨ તેના મારવાથી પરલોક શું બગડશે ? ૧૩ જેવું કરશો તેવું પામશો. ૧૪ કામ શીખેલો નોકર મુશ્કેલીથી મળશે. ૧૫ તમારા આવવાથી મારૂં કામ સફળ થશે. ૧૬ એક શેર ઘી બસ થશે. ૧૭ તે કુતરો બિલાડીની પાછળ દોડશે. ૧૮ મગન બપોરે આવશે. ૧૯ તે સાંજે ફરવા જશે. ૨૦ તેઓ ૭ વાગે બહાર જશે. ૨૧ કમળા ચિઠ્ઠી લખશે.

નીચેનાં વાક્યોને वर्त्तमानकाल અને भूतकालમાં મૂકો.

१ मैं कल जाऊँगा। २ तू कागज भेजेगा। ३ वे मुझे फँसावेंगी। ४ तुम गाडी में बैठोगे। ५ हम कथा सुनेंगे। ६ हम कपड़े पहनेंगे। ७ इसके पिता का नाम मणिलाल होगा। ८ हम परीक्षा में पास होंगे। ९ तुम मुरब्बा खाओगे। १० लड़की कविता बोलेगी।

નીચેનાં વાક્યોને वर्त्तमानकाल અને भविष्यत्कालમાં મૂકો.

१ मेरा भतीजा आया। २ मैंने गिलहरी देखी। ३ वह लड़की पेड़ पर चढी। ४ हमने पुस्तक लिखी। ५ लड़का नहाने को गया। ६ उसका नाम जयप्रसाद था। ७ तुमने बड़ा काम किया। ८ वे बम्बई से आये। ९ तू क्यों दौडा? १० उसके घर में एक कुर्सी थी। ११ मगन ने मुझे एक रुपया दिया। १२ तुम कहां थे? १३ मदरसे में साठ लडकियाँ थीं। १४ शान्तनु ने अपने पिता का श्राद्ध किया। १५ वे हिंदी में बोले।

નીચેનાં વાક્યોને भूतकाल અને भविष्यत्कालમાં મૂકો.

१ मैं मालपुवा खाता हूँ। २ लड़की चटनी बनाती है। ३ वे अच्छी रसोई बनाते हैं। ४ प्रत्येक निबंध अनमोल है। ५ भाषा बड़ी मनोहर है। ६ उनका नाम सारे देश में प्रसिद्ध है। ७ एक लड़की भीतर जाती है। ८ मैं उसे पहचानता हूँ। ९ तू हिंदी भाषा में पत्र लिखता है। १० तुम चलते हो। ११ हम पानी पीते हैं। १२ वे सब वहां जाती हैं। १३ तू हिन्दी पढ़ता है।

# हिंदी शिक्षिका.

# ભાગ ૨જો.

## પાઠ ૧૭.

### ચાલુ વર્ત્તમાનકાળ—अपूर्ण वर्त्तमानकाल.

ક્રિયા થતી હોય તે વખતે આપણે બોલીએ ત્યારે ચાલુ વર્ત્તમાનકાળ વપરાય છે. ચાલુ વર્ત્તમાનકાળને હિંદીમાં अपूर्ण वर्त्तमानकाल કહે છે અને તે વર્ત્તમાનકાળનો એક પેટાભાગ છે. ગુજરાતીમાં સામાન્ય વર્ત્તમાનકાળ અને ચાલુ વર્ત્તમાનકાળનાં રૂપ જુદાં થતાં નથી, પણ હિંદીમાં તો સામાન્ય વર્ત્તમાનકાળથી अपूर्ण वर्त्तमानकालનાં રૂપ જુદાં થાય છે. તે નીચે પ્રમાણે છે.

### अपूर्ण वर्त्तमानकाल—चल धातु—पुल्लिंग

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| उ. | मैं चल रहा हूँ | हम चल रहे हैं |
| | હું ચાલું છું | અમે ચાલીએ છીએ |
| | ( ચાલી રહ્યો છું ) | ( ચાલી રહ્યા છીએ ) |
| म. | तू चल रहा है | तुम चल रहे हो |
| | તું ચાલે છે | તમે ચાલો છો |
| | ( ચાલી રહ્યો છે ) | ( ચાલી રહ્યા છો ) |

| પુ. | एकवचन | बहुवचन |
|---|---|---|
| અ. | वह चल रहा है | वे चल रहे हैं |
| | તે ચાલે છે | તેઓ ચાલે છે |
| | ( ચાલી રહ્યો છે ) | ( ચાલી રહ્યા છે ) |

નિયમ—ધાતુની આગળ 'रह' ધાતુના પુલ્લિંગ ભૂતકાલિક કૃદંતની સાથે होना ક્રિયાપદનાં વર્તમાનકાલનાં રૂપ મૂકવાથી अपूर्ण वर्त्तमानकालનાં પુલ્લિંગનાં રૂપ બને છે.

## अपूर्ण वर्त्तमानकाल—चल धातु—स्त्रीलिंग

| | | |
|---|---|---|
| ઉ. | मैं चल रही हूँ | हम चल रही हैं |
| | હું ચાલું છું | અમે ચાલીએ છીએ |
| | ( ચાલી રહી છું ) | ( ચાલી રહી છીએ ) |
| મ. | तू चल रही है | तुम चल रही हो |
| | તું ચાલે છે | તમે ચાલો છો |
| | ( ચાલી રહી છે ) | ( ચાલી રહી છો ) |
| અ. | वह चल रही है | वे चल रही हैं |
| | તે ચાલે છે | તેઓ ચાલે છે |
| | ( ચાલી રહી છે ) | ( ચાલી રહી છે ) |

નિયમ—ધાતુની આગળ 'रह' ધાતુના સ્ત્રીલિંગ ભૂતકાલિક કૃદંતની સાથે 'होना' ક્રિયાપદનાં વર્તમાનકાલનાં રૂપ મૂકવાથી अपूर्ण वर्त्तमानकालનાં સ્ત્રીલિંગનાં રૂપ બને છે.

### પ્રશ્ન.

૧ अपूर्ण वर्त्तमानकाल કેવી રીતે બને છે ?

૨ आ रहा है આ કયા ક્રિયાપદનું કયા કાળનું કર્યું રૂપ છે ?

૩ लिख धातुनां अपूर्ण वर्त्तमानकालनां पुल्लिंगनां રૂપ બોલો.

## શબ્દો.

| | |
|---|---|
| નવજીવન—नवजीवन | નારંગી—नारंगी |
| કાર્ય—कार्य | રૂપ—रूप |
| ડબ્બો—डिब्बा | શીખવવું—सीखाना |
| લેખ—लेख | દાડમ—अनार |
| પુરી—पूरी | કવિતા—कविता |
| ઘંટી—चक्की | શાસ્ત્રી—शास्त्री |
| ફૂટબૉલ—फूटबॉल | કેળવણી પ્રચાર—शिक्षा प्रचार |
| કુવો—कुआ | હિસાબ—हिसाब |
| ઉતારવું—उतारना | ચુંટવું—चुनना |

## વાકયો.

૧ વાંદરાં ઝાડ પર ચઢે (ચઢી રહ્યાં) છે. ૨ ગાંધીજી નવજીવન માટે લેખો લખે (લખી રહ્યા) છે. ૩ તે ઘઉં દળે (દળી રહી) છે. ૪ મારી બેન કપડાં સીવે (સીવી રહી) છે ૫ મોતીલાલ ગાય (ગાઈ રહ્યા) છે, નટવરલાલ ખાય (ખાઇ રહ્યા) છે અને હીરાલાલ ચા પીએ (પી રહ્યા) છે. ૬ તે છોકરા ફૂટબૉલ રમે (રમી રહ્યા) છે ૭ હું નારંગી ખાઉં (ખાઇ રહ્યો) છું અને મારો ભાઈ દાડમ ખાય (ખાઇ રહ્યો) છે. ૮ હિંદીની પરીક્ષા ચાલે (ચાલી રહી) છે. ૯ કેળવણી પ્રચારનું કાર્ય દેશમાં ચાલે (ચાલી રહ્યું) છે. ૧૦ મગનની બેન પુરી બનાવે (બનાવી

રહી ) છે. ૧૧ સ્ત્રીઓ કુવા પર વાતો કરે ( કરી રહી ) છે. ૧૨ છોકરા ફૂલ ચુંટે ( ચુંટી રહ્યા ) છે. ૧૩ આ સ્ત્રી કોણ છે જેનું રૂપ વસ્ત્રોમાં ઝળકે ( ઝળકી રહ્યું ) છે. ૧૪ હું કવિતા બોલું ( બોલી રહ્યો ) છું. ૧૫ તેઓ હિસાબ ગણે ( ગણી રહ્યા ) છે. ૧૬ તે પાઠ તૈયાર કરે ( કરી રહ્યો ) છે. ૧૭ ગાડી આવે ( આવી રહી ) છે. ૧૮ તે સ્ત્રી ઘઉંના લોટની રોટલી બનાવે ( બનાવી રહી ) છે. ૧૯ હું ઘી જોખું ( જોખી રહ્યો ) છું. ૨૦ કાન્તા રૂએ ( રોઈ રહી ) છે ૨૧ તે ડબામાંથી તેલ આપે ( આપી રહ્યો ) છે. ૨૨ તેઓ ઘંટી ઉતારે ( ઉતારી રહી ) છે. ૨૩ તેઓ ઇતિહાસ શીખવે ( શીખવી રહ્યા ) છે. ૨૪ ગાયો આવે ( આવી રહી ) છે. ૨૫ છોકરીઓ રમે ( રમી રહી ) છે. ૨૬ શાસ્ત્રી સંસ્કૃત બોલે ( બોલી રહ્યા ) છે.

નીચેનાં વાકયોમાં અશુદ્ધતા હોય તે દૂર કરો.

१ राम को बापनुं नाम दशरथ थी ।
२ गंगा कुं सब लोग पवित्र नदी गिनता हूँ ।
३ कालिदास संस्कृत भाषा का बड़ा विद्वान थे ।
४ हुं गाय की दूध पीता हूँ ।
५ वह भणने में बड़ा चालाक हैं ।
६ वह लडके उस कुत्ते का मारेगा ।
७ गंगाजी के पानी को हम गंगाजल कहते हैं ।
८ मेरे बहिनें मुझे बुलाती है ।
९ हमारे गाँव में किसानों के पंचाशी घर छे ।
१० प्रयाग हिन्दी भाषा–साहित्य का केन्द्रस्थान है ।

# પાઠ ૧૮.

## પૂર્ણ વર્ત્તમાનકાળ—पूर्ण वर्त्तमानकाल.

ગુજરાતીમાં જેને પૂર્ણ વર્ત્તમાનકાળ કહે છે, તેને હિંદીમાં पूर्ण वर्त्तमानकाल અથવા आसन्न भूतकाल કહે છે. ક્રિયા વર્ત્તમાનકાળમાં પૂર્ણ થઇ છે એવું पूर्ण वर्त्तमाकाल બતાવે છે. જેમકે, वह चला है તે ચાલ્યો છે. આ કાળનાં રૂપો નીચે આપવામાં આવ્યાં છે.

### पूर्ण वर्त्तमानकाल—चल धातु—पुल्लिंग

| पु. | एकवचन | | बहुवचन | |
|---|---|---|---|---|
| उ. | मैं चला हूँ | હું ચાલ્યો છું | हम चले हैं | અમે ચાલ્યા છીએ |
| म. | तू चला है | તું ચાલ્યો છે | तुम चले हो | તમે ચાલ્યા છો |
| अ. | वह चला है | તે ચાલ્યો છે | वे चले हैं | તેઓ ચાલ્યા છે |

નિયમ—भूतकालिक कृदंतના पुल्लिंग રૂપની સાથે होना સહાયકારી ક્રિયાપદનાં वर्त्तमानकालનાં રૂપ જોડવાથી पूर्ण वर्त्तमानकालનાં पुल्लिंगનાં રૂપ બને છે.

### पूर्ण वर्त्तमानकाल चल—धातु—स्त्रीलिंग

| | | | | |
|---|---|---|---|---|
| उ. | मैं चली हूँ | હું ચાલી છું | हम चली हैं | અમે ચાલ્યાં છીએ |
| म. | तू चली है | તું ચાલી છે | तुम चली हो | તમે ચાલ્યાં છો |
| अ. | वह चली है | તે ચાલી છે | वे चली हैं | તેઓ ચાલ્યાં છે |

નિયમ—भूतकालिक कृदंतના स्त्रीलिंगના રૂપની સાથે होना સહાયકારી ક્રિયાપદનાં वर्त्तमानकालનાં રૂપ જોડવાથી पूर्ण वर्त्त-मानकालનાં स्त्रीलिंगનાં રૂપ બને છે.

ઉપર ક્રિયાપદનાં कर्त्तरि प्रयोगનાં રૂપ આપ્યાં છે, પરંતુ

पूर्ण वर्त्तमानकालनां कर्मणि प्रयोगनां રૂપ પણ થાય છે. कर्मणि प्रयोगनां રૂપ સકર્મક ક્રિયાપદમાં થાય છે, માટે નીચે लिख ધાતુ સકર્મક હોવાથી તેનાં कर्मणि प्रयोगनां રૂપ આપવામાં આવ્યાં છે.

## कर्मणि प्रयोग

### पूर्ण वर्त्तमानकाल—लिख धातु—कर्म—पुल्लिंग

| पु. | एकवचन | | बहुवचन | |
|---|---|---|---|---|
| उ. | मैंने, हमने<br>મેં, અમે | लिखा है<br>લખ્યો છે,<br>લખ્યું છે | मैंने, हमने<br>મેં, અમે | लिखे हैं<br>લખ્યા છે,<br>લખ્યાં છે |
| म. | तूने, तुमने<br>તેં, તમે | | तूने, तुमने<br>તેં, તમે | |
| अ. | उसने, उन्होंने<br>તેણે, તેમણે | | उसने, उन्होंने<br>તેણે, તેમણે | |

નિયમ—ધાતુના भूतकालिक कृदंतना पुल्लिंग રૂપની સાથે એકવચનમાં है અને બહુવચનમાં हैं જોડવાથી कर्मणि प्रयोगनां पूर्ण वर्त्तमानकालनां पुल्लिंगनां રૂપ બને છે.

### पूर्ण वर्त्तमानकाल—लिख धातु—कर्म—स्त्रीलिंग

| | एकवचन | | बहुवचन | |
|---|---|---|---|---|
| उ. | मैंने, हमने<br>મેં, અમે | लिखी है<br>લખી છે | मैंने, हमने<br>મેં, અમે | लिखी हैं<br>લખી છે |
| म. | तूने, तुमने<br>તેં, તમે | | तूने, तुमने<br>તેં, તમે | |
| अ. | उसने, उन्होंने<br>તેણે, તેમણે | | उसने, उन्होंने<br>તેણે, તેમણે | |

નિયમ—ધાતુના ભૂતકાલિક કૃદંતના સ્ત્રીલિંગ રૂપની સાથે એકવચનમાં है અને બહુવચનમાં हैं જોડવાથી कर्मणि प्रयोगनां पूर्ण वर्त्तमानकालनां સ્ત્રીલિંગ નાં રૂપ બને છે.

## પ્રશ્ન.

૧ પૂર્ણ વર્ત્તમાનકાલનું બીજું નામ શું છે ?
૨ પૂર્ણ વર્ત્તમાનકાલ ક્યારે વપરાય છે ?
૩ પૂર્ણ વર્ત્તમાનકાલનાં कर्त्तरि प्रयोगनां पुल्लिंगनां રૂપ કેવી રીતે બને છે ?
૪ પૂર્ણ વર્ત્તમાનકાલનાં कर्मणि प्रयोगनां સ્ત્રીલિંગનાં રૂપ કેવી રીતે બને છે ?
૫ पढ़ ધાતુનાં पूर्णवर्त्तमानकालनां पुल्लिंगनां રૂપ બોલો.

## શબ્દો.

| | |
|---|---|
| મહાસભા—महासभा | અહિંસા—अहिंसा |
| ડુંગળી—प्याज | પોસ્ટમેન—चिट्ठीरसा |
| રૂમાલ—तौलिया | કન્યાશાળા—लड़कियों की शाला |
| શાન્તિ—शान्ति | કેવળ—केवल |
| ગ્રંથ—ग्रंथ | મરડો—पेचिश |
| બોધ—बोध | સુથાર—बढ़ई |
| પરબીડીયું—लिफ़ाफ़ा | વહેંચવું—बाँटना |
| તરસ—प्यास | આ સાલે—इस साल |
| રાજ્યવ્યવસ્થા—राज्यप्रबंध | શાક—साग |
| ભગવાન—भगवान | સુરણ—जमीकंद |

| | |
|---|---|
| પેટી—संदूक | દુનિયા—दुनिया |
| લાગવું—लगना | મોટાઈ— बड़ाई |
| મેળો—मेला | વિવાહ—विवाह |
| હળદર—हलदी | |

## વાક્યો.

૧ હું મહાસભામાંથી આજેજ આવ્યો છું. ૨ તેને મરડો થયો છે. ૩ મેં મારા ભાઇને પત્ર લખ્યો છે. ૪ બુદ્ધ ભગવાને અહિંસાનો બોધ કર્યો છે. ૫ તમે સુરણ લાવ્યા છો. ૬ તેણે ડુંગળીનું શાક ખાધું છે. ૭ તેણે હળદરનો ઉપયોગ કર્યો છે. ૮ સુથારે પેટી બનાવી છે. ૯ પોસ્ટમેને પરબીડીયું આપ્યું છે. ૧૦ ઇશ્વરે આ દુનિઆ ઉત્પન્ન કરી છે. ૧૧ તેમણે મને ભણાવ્યો છે. ૧૨ તેણે પોતાનો રૂમાલ મને આપ્યો છે. ૧૩ મગને મારી પાસેથી દસ રૂપીઆ લીધા છે. ૧૪ તેમણે કન્યાશાળામાં ચોપડીઓ વહેંચી છે. ૧૫ મને તરસ લાગી છે. ૧૬ આપની મોટાઇ સાંભળીને ધર્મની વાતો સાંભળવા આવ્યો છું. ૧૭ આપે એની શાન્તિનો પણ કંઇ ઉપાય કર્યો છે ? ૧૮ આ સાલે નારંગી બહુ થઇ છે. ૧૯ મેળામાં કેવળ શહેરના માણસો આવ્યા છે. ૨૦ છોકરો નહાવાને ગયો છે. ૨૧ મેં સાંભળ્યું છે કે આપના દેશમાં સારી રાજ્યવ્યવસ્થા છે. ૨૨ મારો અને મારા ભાઈનો વિવાહ એક જ ઘરમાં થયો છે. ૨૩ મેં તમારૂં ઊંટ જોયું છે. ૨૪ મેં તેઓને રમતા જોયા છે. ૨૫ ઇશ્વરે બધું બનાવ્યું છે. ૨૬ વરસાદ વરસ્યો છે. ૨૭

આપણે ઇશ્વરના હુકમ તોડયા છે. ૨૮ તેમણે અમને મોકલ્યા છે. ૨૯ અમે સિદ્ધપુરમાં રહ્યા છીએ. ૩૦ તેં ચોરી કરી છે. ૩૧ તેમણે બહુ ધન એકઠું કર્યું છે. ૩૨ મહાકવિ કાળિદાસે રઘુવંશ, મેઘદૂત, કુમારસંભવ આદિ ગ્રંથો બનાવ્યા છે.

---

## પાઠ ૧૯.

### ચાલુ ભૂતકાળ—अपूर्ण भूतकाल.

ગુજરાતીમાં જેને ચાલુ ભૂતકાળ કહે છે, તેને હિંદીમાં अपूर्ण भूतकाल કહે છે.

ક્રિયા ગએલા વખતમાં પૂરી થએલી નથી, પરંતુ ચાલુ છે એવું બતાવવાને अपूर्ण भूतकाल વપરાય છે. તેનાં રૂપો નીચે આપવામાં આવ્યાં છે.

#### अपूर्ण भूतकाल—चल धातु—पुल्लिंग

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| उ. | मैं चलता था | हम चलते थे |
| | હું ચાલતો હતો | અમે ચાલતા હતા |
| म. | तू चलता था | तुम चलते थे |
| | તું ચાલતો હતો | તમે ચાલતા હતા |
| अ. | वह चलता था | वे चलते थे |
| | તે ચાલતો હતો | તેઓ ચાલતા હતા |

नियम—धातुना पुल्लिंग वर्त्तमानकालिक कृदंतनी साथे होना सहायकारी क्रियापदनां पुल्लिंगनां भूतकालनां रूपो जोडवाथी अपूर्ण भूतकालनां पुल्लिंगनां रूप बने छे.

## अपूर्ण भूतकाल–चल धातु–स्त्रीलिंग

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| उ. | मैं चलती थी | हम चलती थीं |
| | हुं चालती हती | अमे चालतां हतां |
| म. | तू चलती थी | तुम चलती थीं |
| | तुं चालती हती | तमे चालतां हतां |
| अ. | वह चलती थी | वे चलती थीं |
| | ते चालती हती | तेओ चालतां हतां |

नियम—धातुना स्त्रीलिंग वर्त्तमानकालिक कृदंतनी साथे होना सहायकारी क्रियापदनां स्त्रीलिंगनां भूतकालनां रूपो जोडवाथी अपूर्ण भूतकालनां स्त्रीलिंगनां रूप बने छे.

अपूर्ण भूतकालनां रूप बीजी रीते पण थाय छे, ते नीचे आप्यां छे.

## अपूर्ण भूतकाल–चल धातु–पुल्लिंग

| | |
|---|---|
| उ. मैं चल रहा था | हम चल रहे थे |
| हुं चालतो (चाली रह्यो) हतो | अमे चालता (चाली रह्या) हता |
| म. तू चल रहा था | तुम चल रहे थे |
| तुं चालतो (चाली रह्यो) हतो | तमे चालता (चाली रह्या) हता |
| अ. वह चल रहा था | वे चल रहे थे |
| ते चालतो (चाली रह्यो) हतो | तेओ चालता (चाली रह्या) हता |

નિયમ—ધાતુની આગળ रह ધાતુના पुल्लिंग भूतकालिक कृदंतनी સાથે होना સહાયકારી ક્રિયાપદનાં भूतकालनां पुल्लिंगनां રૂપ મૂકવાથી अपूर्ण भूतकालनां पुल्लिंगनां રૂપ બને છે.

## अपूर्ण भूतकाल—चल धातु—स्त्रीलिंग

| પુ. | एकवचन | बहुवचन |
|---|---|---|
| उ. | मैं चल रही थी<br>હું ચાલતી<br>( ચાલી રહી ) હતી | हम चल रही थीं<br>અમે ચાલતાં<br>( ચાલી રહ્યાં ) હતાં |
| म. | तू चल रही थी<br>તું ચાલતી<br>( ચાલી રહી ) હતી | तुम चल रही थीं<br>તમે ચાલતાં<br>( ચાલી રહ્યાં ) હતાં |
| अ. | वह चल रही थी<br>તે ચાલતી<br>( ચાલી રહી ) હતી | वे चल रही थीं<br>તેઓ ચાલતાં<br>( ચાલી રહ્યાં ) હતાં |

નિયમ—ધાતુની આગળ रह ધાતુના स्त्रीलिंग भूतकालिक कृदंतनी સાથે होना સહાયકારક ક્રિયાપદનાં भूतकालनां स्त्रीलिंगनां રૂપ મૂકવાથી अपूर्ण भूतकालनां स्त्रीलिंगनां રૂપ બને છે.

## પ્રશ્ન.

૧ अपूर्ण भूतकालने ગુજરાતીમાં શું કહે છે ?

૨ अपूर्ण भूतकालनां पुल्लिंगनां રૂપો કેવી રીતે બને છે ?

૩ कर ધાતુનાં अपूर्ण भूतकालनां स्त्रीलिंगनां રૂપ બોલો.

૪ अपूर्ण भूतकालनां રૂપ કેટલી રીતે બને છે તે દાખલા આપી સમજાવો.

## શબ્દો.

યાત્રા—यात्रा
દૈનિક—दैनिक
દાટવું—गाड़ना
સમડી—चील
મદારી—मदारी
સલાહ—परामर्श
હળ—हल
ગાળવું—छनना

પ્રશ્નપત્ર—प्रश्नपत्र
વરુ—भेड़िया
લડવું—लड़ना
માકણ—खटमल
રેસો—रेसा
નટ—नट
પરીક્ષક સાહેબ-परीक्षक साहब
સસલું—खरहा, खरगोश

સારી પેઠે—अच्छी तरह, भली भाँति

વાસણ—बरतन
ઉંદર—चूहा
લોહી—लोहू, खून
નોળીઓ—नेवला
કાળ—काल
છોડ—पौधा
આદું—अदरक
ખાટલો—खाट
અળસી—अलसी
થાંભલો—खंभा
કાછીઓ—कूँजड़ा

આકાશ—आकाश
પ્રાચીન—प्राचीन
મજુર—मज़दूर
ગોળ—गुड़
વાંસ—बाँस
જમીન—जमीन
ખીસકોલી—गिलहरी
બારી—खिड़की
રાણો—राना
માટી—मिट्टी

## વાક્યો.

૧ હું યાત્રાએ જતો હતો. ૨ તેઓ પુસ્તક લખતા હતા. ૩ અમે અમદાવાદથી આવતા હતા. ૪ પરીક્ષક સાહેબ પ્રશ્નપત્ર કાઢતા હતા. ૫ તે પાણી ગાળતી હતી. ૬ માળણ ફૂલનો હાર બનાવતી હતી. ૭ સસલું દોડતું હતું. ૮ ખીસકોલી ઝાડ પર ચઢતી હતી. ૯ સમડી આકાશમાં ઉડતી હતી. ૧૦ તેને ખાટલામાંથી માંકણ કરડતા હતા. ૧૧ બિલાડી ઉંદરને પકડતી હતી. ૧૨ તેઓ બારીઓ ઉઘાડતા હતા. ૧૩ કોઈ ગામમાં બે મહારી રહેતા હતા. ૧૪ પ્રાચીન કાળમાં ભારતવાસી અળસીના છોડના રેસાઓ-માંથી કપડાં બનાવતા હતા. ૧૫ તેના પગમાંથી લોહી નીકળતું હતું. ૧૬ એક વરૂ કોઈ નદીમાં ઉપરની તરફ પાણી પીતું હતું. ૧૭ તેમના પિતા જયસિંહ આ વાત ચાહતા ન હતા. ૧૮ અકબરના સમયમાં મેવાડમાં રાણો પ્રતાપસિંહ રાજ્ય કરતો હતો. ૧૯ પ્રજાનું સુખ એ જ રાજાનો ધર્મ છે એ ભોજ રાજા સારી પેઠે સમજતો હતો. ૨૦ તેઓ તેને સલાહ આપતા હતા. ૨૧ મજુર જમીનમાં થાંભલા દાટતો હતો. ૨૨ નટ વાંસ પર ચઢતો હતો. ૨૩ તે ગોળ ખાતો હતો. ૨૪ સાપ અને નોળીઓ લડતા હતા. ૨૫ ખેડુત હળ લઈને ખેતરમાં જતો હતો. ૨૬ કાછીઓ શાક લાવતો હતો. ૨૭ કુંભાર માટીનાં વાસણ બનાવતો હતો. ૨૮ તે આદું વેચતો હતો. ૨૯ તેઓ દૈનિક હિંદુ-સ્તાન પત્રને માટે લેખો લખતા હતા.

---

# પાઠ ૨૦.

## પૂર્ણ ભૂતકાળ—पूर्ण भूतकाल.

આપણે ગુજરાતીમાં જેને પૂર્ણ ભૂતકાળ કહીએ છીએ તેને હિંદીમાં પણ पूर्ण भूतकाल કહે છે.

ક્રિયાને થએ બહુ સમય વીતી ગયો એવું બતાવવાને पूर्ण भूतकाल વપરાય છે. જેમકે, नौकर चिट्ठी लाया था. નોકર ચિઠ્ઠી લાવ્યો હતો. पूर्ण भूतकालનાં રૂપ નીચે આપવામાં આવ્યાં છે.

### पूर्ण भूतकाल–चल धातु–पुल्लिंग

| पु. | एकवचम | बहुवचन |
|---|---|---|
| उ. | मैं चला था | हम चले थे |
| | હું ચાલ્યો હતો | અમે ચાલ્યા હતા |
| म. | तू चला था | तुम चले थे |
| | તું ચાલ્યો હતો | તમે ચાલ્યા હતા |
| अ. | वह चला था | वे चले थे |
| | તે ચાલ્યો હતો | તેઓ ચાલ્યા હતા |

નિયમ–ધાતુના पुल्लिंग भूतकालिक कृदंतની સાથે होना સહાયકારી ક્રિયાપદનાં भूतकालનાં पुल्लिंगનાં રૂપ મૂકવાથી पूर्ण भूतकालનાં पुल्लिंगનાં રૂપ બને છે.

### पूर्ण भूतकाल–चल धातु–स्त्रीलिंग

| | | |
|---|---|---|
| उ. | मैं चली थी | हम चली थीं |
| | હું ચાલી હતી | અમે ચાલ્યાં હતાં |

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| म. | तू चली थी | तुम चली थीं |
| | તું ચાલી હતી | તમે ચાલ્યાં હતાં |
| अ. | वह चली थी | वे चली थीं |
| | તે ચાલી હતી | તેઓ ચાલ્યાં હતાં |

નિયમ—ધાતુના સ્ત્રીલિંગના भूतकालिक कृदंतनी સાથે होना સહાયકારી ક્રિયાપદનાં भूतकालनां સ્ત્રીલિંગનાં રૂપ મૂકવાથી पूर्ण भूतकालनां સ્ત્રીલિંગનાં રૂપ બને છે.

पूर्ण भूतकालनां कर्मणि प्रयोगनां રૂપો પણ થાય છે. તે નીચે પ્રમાણે છે.

## पूर्ण भूतकाल—लिख धातु—कर्म—पुल्लिंग

| | | | | |
|---|---|---|---|---|
| उ. | मैंने, हमने<br>મેં, અમે | लिखा था<br>લખ્યો હતો,<br>લખ્યું હતું | मैंने, हमने<br>મેં, અમે | लिखे थे<br>લખ્યા હતા,<br>લખ્યાં હતાં |
| म. | तूने, तुमने<br>તેં, તમે | | तूने, तुमने<br>તેં, તમે | |
| अ. | उसने, उन्होंने<br>તેણે, તેમણે | | उसने, उन्होंने<br>તેણે, તેમણે | |

નિયમ—कर्त्तरि प्रयोगना पुल्लिंगना પ્રમાણે

## पूर्ण भूतकाल—लिख धातु—कर्म—स्त्रीलिंग

| | | | | |
|---|---|---|---|---|
| उ. | मैंने, हमने<br>મેં, અમે | लिखी थी<br>લખી હતી | मैंने, हमने<br>મેં, અમે | लिखी थीं<br>લખી હતી |
| म. | तूने, तुमने<br>તેં, તમે | | तूने, तुमने<br>તેં, તમે | |
| अ. | उसने, उन्होंने<br>તેણે, તેમણે | | उसने, उन्होंने<br>તેણે, તેમણે | |

## નિયમ—કર્તરિ પ્રયોગના સ્ત્રીલિંગના પ્રમાણે.

### પ્રશ્ન.

૧ પૂર્ણ ભૂતકાલનાં પુલ્લિંગનાં રૂપ કેવી રીતે બને છે?
૨ मैं चली थी આ પૂર્ણ ભૂતકાલનું કયું રૂપ છે?
૩ પૂર્ણ ભૂતકાલનાં કયા કયા પ્રયોગના રૂપ થાય છે?
૪ जा ધાતુનાં પૂર્ણ ભૂતકાલનાં પુલ્લિંગનાં રૂપ બોલો.

### શબ્દો.

તળાવ—तालाब, ताल
દવાખાનું—शफाखाना
હક—हक
હીરો—हीरा
દેશભકિત—देशभक्ति
વગાડવું—बजाना
સ્થાપના—स्थापना
અશ્વમેધયજ્ઞ—अश्वमेधयज्ञ
સ્વારી—सवारी
છછુંદર—छछून्दर
પુનરૂદ્ધાર—पुनरुद्धार
અસાર—असार
કંદોઈ—हलवाइ
ઘંટ—घंटा
પરદેશ—परदेश
મોગલ—मुगल
ધર્મશાળા—सराय
બંધાવવું—बँधाना
સત્ય—सत्य
ઉપદેશક—उपदेशक
મૂર્તિ—मूर्ति
બ્રહ્મસમાજ—ब्रह्मसमाज
વિરકત—विरक्त
લોકાપવાદ—लोकापवाद
દુકાળ—अकाल
વ્યતિત કરવું—व्यतीत करना
રૂદ્રમાળ—रूद्रमाल
સંસાર—संसार
ત્યાગ—त्याग
કોહીનુર—कोहनूर
અવાજ—आवाज़
કકડો—टुकड़ा

# વાક્યો.

૧ કુલરાએ રોટલી ખાધી હતી. ૨ અશોકે પોતાની પ્રજાને સુખી કરી હતી. ૩ રામમોહનરાયે બ્રહ્મસમાજની સ્થાપના કરી હતી. ૪ ફિરોજશાહ તઘલખે કુવા, તળાવ, ધર્મશાળા અને દવાખાનાં બંધાવ્યાં હતાં. ૫ દેવવ્રતે આખી જીંદગી લગ્ન કર્યું નહોતું. ૬ તુલસીદાસ પોતાની સ્ત્રીના બોધથી આ અસાર સંસારથી વિરક્ત થયા હતા. ૭ કંદોઇએ બરફી બનાવી હતી. ૮ પાંડવોએ અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. ૯ રામે લોકાપવાદથી સીતાનો ત્યાગ કર્યો હતો. ૧૦ મહંમદ ગિઝનીએ હિંદુસ્તાન પર સત્તર સ્વારીઓ કરી હતી. ૧૧ કોહીનુર હીરો ગોવળકોંડાની કોઇ ખાણમાંથી નીકળ્યો હતો. ૧૨ એક દિવસ વાલ્મીકિ ઋષિ નદીએ નાહવા ગયા હતા. ૧૩ શકુંતલા વનમાં પડેલી મળી હતી. ૧૪ સુલતાન પોતે ત્યાં ગયા હતા. ૧૫ સંવત ૧૯૫૬ માં મોટો દુકાળ પડયો હતો. ૧૬ બૌદ્ધ ધર્મના પ્રચારને માટે અશોકે પરદેશમાં ઉપદેશકો મોકલ્યા હતા. ૧૭ અમે છછુંદરનો અવાજ સાંભળ્યો હતો. ૧૮ અમારી પાછળ તેઓ આવ્યા હતા. ૧૯ તમારે માટે અમે તેમને વાત કરી હતી. ૨૦ આપણે દશ વાગે ગયા હતા. ૨૧ તેણે પોતાનું આખું જીવન દેશભક્તિમાં વ્યતીત કર્યું હતું. ૨૨ બાબરે મોગલ રાજ્યની સ્થાપના કરી હતી. ૨૩ શિવાજીએ હિંદુ રાજ્યનો પુનરૂદ્ધાર કર્યો હતો. ૨૪ મહંમદ ગિઝનીએ સોમનાથની મૂર્તિના ત્રણ કકડા કર્યા હતા. ૨૫ તેણે ઘંટ વગાડયો હતો. ૨૬ હરિશ્ચંદ્રે સત્યને માટે પોતાનું આખું રાજ્ય વિશ્વામિત્રને

આપી દીધું હતું. ૨૭ રામે રાવણને માર્યો હતો. ૨૮ મૂળરાજે રૂદ્રમાળ બંધાવવાનો આરંભ કર્યો હતો.

નીચેનાં વાકયોનાં ક્રિયાપદોને पूर्ण भूतकालમાં મૂકો.

१ तुलसीदास ने रामायण लिखी है । २ उन्होंने पचास पुस्तकें भेजी हैं । ३ वह लड़का गया है । ४ हम आये हैं । ५ सरस्वती बैठी है ।

નીચેનાં વાકયોનાં ક્રિયાપદોને अपूर्ण भूतकालમાં મૂકો.

१ वह बोल रहा है । २ तू पानी भर रही है । ३ हम उसको देख रहे हैं । ४ वह आदमी काम करता है । ५ नदी में मछलियाँ तैरती हैं ।

નીચેનાં વાકયોનાં ક્રિયાપદોને पूर्ण वर्त्तमानकालમાં મૂકો.

१ मैं बादाम लाया था । २ हम पढ़नेको आये । ३ तूने बहुत अच्छा काम किया । ४ वे शिवजी को पूजते थे । ५ मेरे मामा मेरे लिये एक टोपी लेता है ।

નીચેનાં વાકયોનાં ક્રિયાપદોને अपूर्ण वर्त्तमानकालમાં મૂકો.

१ वह कहाँ बैठा है ? २ तुम उड़द की दाल खाते हो ? ३ चील उडती थी । ४ वे किताबें रखते हैं । ५ लड़की व्याकरण पढ़ती है ।

---

# પાઠ ૨૧.

## અર્થ, અર્થ પ્રમાણે કાળના ભેદ; સંભાવ્ય વર્ત્તમાનકાળ.

## अर्थ, अर्थों के अनुसार कालभेद; संभाव्य वर्त्तमानकाल.

હિંદીમાં મુખ્ય કાળ ત્રણ છે ૧ वर्त्तमानकाल ૨ भूतकाल અને ૩ भविष्यत्काल.

वर्त्तमानकालना सामान्य वर्त्तमानकाल, अपूर्ण वर्त्तमानकाल अने पूर्ण वर्त्तमानकाल तथा भूतकालना सामान्य भूतकाल, अपूर्ण भूतकाल अने पूर्ण भूतकाल એવા પ્રકાર છે. भविष्यत्काल ने એવા પ્રકાર નથી, એટલે મુખ્ય તથા પેટા કાળ મળીને સાત કાળ થયા. તે સાતે કાળની હકીકત આપણે જોઇ ગયા.

ક્રિયાપદને કાળ હોય છે, તેમ અર્થ પણ હોય છે. એવા હિન્દીમાં પાંચ અર્થ છે. ૧ निश्चयार्थ ( નિશ્ચયાર્થ ) ૨ संभावनार्थ ( સંભાવનાર્થ ) ૩ संदेहार्थ ( સંશયાર્થ ) ૪ आज्ञार्थ ( આજ્ઞાર્થ ) અને ૫ संकेतार्थ ( સંકેતાર્થ ).

निश्चयार्थ—એમાં નિશ્ચયનો અર્થ રહેલો છે. જેમકે, लड़का आता है.

संभावनार्थ—એમાં અનુમાન, ઇચ્છા, કર્ત્તવ્ય વગેરેનો અર્થ રહેલો છે. જેમકે, तुम्हारी जय हो.

संदेहार्थ—એમાં સંદેહનો અર્થ રહેલો છે. જેમકે, लड़का आता होगा.

आज्ञार्थ—એમાં આજ્ઞા, ઉપદેશ, નિષેધ વગેરેનો અર્થ રહેલો છે. જેમકે, तुम जाओ.

संकेतार्थ—એમાં શરતનો અર્થ રહેલો છે. જેમકે, यदि मेरे पास धन होता तो मैं चार काम करता.

બધા અર્થો પ્રમાણે ઉપર કહેલા કાળોના નીચે પ્રમાણે ભેદ થાય છે.

निश्चयार्थ પરથી થતા ભેદ.

१ सामान्य वर्त्तमान, २ अपूर्ण वर्त्तमान ३ पूर्ण वर्त्तमान ४ सामान्य भूत, ५ अपूर्ण भूत, ६ पूर्ण भूत, ७ सामान्य भविष्यत्,

संभावना પરથી થતા ભેદ.

८ संभाव्य वर्त्तमान, ९ संभाव्य भूत, १० संभाव्य भविष्यत्,

संदेहार्थ પરથી થતા ભેદ.

११ संदिग्ध वर्त्तमान, १२ संदिग्ध भूत,

आज्ञार्थ પરથી થતા ભેદ.

१३ प्रत्यक्ष विधि, १४ परोक्ष विधि,

संकेतार्थ પરથી થતા ભેદ.

१५ सामान्य संकेतार्थ, १६ अपूर्ण संकेतार्थ અને १७ पूर्ण संकेतार्थ.

આમાં निश्चयार्थ પરથી થતા કાળોની હકીકત આગળ આવી ગઇ. હવે संभावनार्थ ઉપરથી થતા કાળથી અનુક્રમે હકીકત લઇએ.

પરંતુ આ બધા કાળનાં રૂપો બનાવતાં होना (विकार-दर्शक) સહાયકારી ક્રિયાપદનાં રૂપોની જરૂર પડે છે, માટે તેનાં જરૂરી રૂપો અત્રે આપવામાં આવ્યાં છે.

## होना ( विकारदर्शक )

### १ संभाव्य भविष्यत्काल ( पुल्लिंग या स्त्रीलिंग )

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| उ. | मैं होऊँ | हम हों, होवें |
| | હું હોઉં | અમે હોઇએ |

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| म. | तू हो, होवे | तुम होओ, हो |
| | તું હોય | તમે હો |
| अ. | वह हो, होवे | वे हों, होवें |
| | તે હોય | તેઓ હોય |

## २ सामान्य भविष्यत्काल-पुल्लिंग

| | | |
|---|---|---|
| उ. | मैं होऊँगा | हम होंगे, होवेंगे |
| | હું હોઈશ | અમે હોઈશું |
| म. | तू होवेगा | तुम होओगे, होगे |
| | તું હોઇશ, હશે | તમે હશો |
| अ. | वह होगा, होवेगा | वे होंगे, होवेंगे |
| | તે હશે | તેઓ હશે |

## स्त्रीलिंग

| | | |
|---|---|---|
| उ. | मैं होऊँगी | हम होंगी, होवेंगी |
| | હું હોઇશ | અમે હોઇશું |
| म. | तू होगी, होवेगी | तुम होगी |
| | તું હોઇશ, હશે | તમે હશો |
| अ. | वह होगी, होवेगी | वे होंगी, होवेंगी |
| | તે હશે | તેઓ હશે |

ઉપરનાં રૂપો જોતાં જણાય છે કે પહેલા પુરૂષ એકવચન અને બીજા પુરૂષ બહુવચનનાં રૂપો જુદાં છે; જ્યારે બીજા પુરૂષ એકવચન અને ત્રીજા પુરૂષ એકવચનનાં તથા પહેલા પુરૂષ બહુવચન અને ત્રીજા પુરૂષ બહુવચનનાં રૂપો મળતાં છે.

## ३ सामान्य संकेतार्थ—पुल्लिंग

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| उ. | मैं होता | हम होते |
| | હું હોત | અમે હોત |
| म. | तू होता | तुम होते |
| | તું હોત | તમે હોત |
| अ. | वह होता | वे होते |
| | તે હોત | તેઓ હોત |

### स्त्रीलिंग

| | | |
|---|---|---|
| उ. | मैं होती | हम होतीं |
| | હું હોત | અમે હોત |
| म. | तू होती | तुम होतीं |
| | તું હોત | તમે હોત |
| अ. | वह होती | वे होतीं |
| | તે હોત | તેઓ હોત |

નિયમ—પુલ્લિંગમાં એકવચનમાં ધાતુને ता અને બહુવચનમાં ते અને સ્ત્રીલિંગમાં એકવચનમાં ती અને બહુવચનમાં तीं પ્રત્યયો લાગે છે.

ઉપરનાં રૂપો ખાસ લક્ષમાં રાખવાની જરૂર છે, કેમકે તેમની મદદથી કેટલાક કાળ બને છે.

### संभाव्य वर्त्तमानकाल—चल धातु—पुल्लिंग

| | | |
|---|---|---|
| उ. | मैं चलता होऊँ | हम चलते हों |
| | હું ચાલતો હોઉં | અમે ચાલતા હોઈએ |

| पु. | एकवचन | बहुवचन |
| --- | --- | --- |
| म. | तू चलता हो | तुम चलते होओ |
| | તું ચાલતો હોય | તમે ચાલતા હો |
| अ. | वह चलता हो | वे चलते हों |
| | તે ચાલતો હોય | તેઓ ચાલતા હોય |

નિયમ—पुलिंगના वर्त्तमानकालिक कृदंतની સાથે होना (विकारदर्शक) સહાયકારી ક્રિયાપદમાં संभाव्य भविष्यत्काल રૂપો મૂકવાથી संभाव्य वर्त्तमानकालનાં पुल्लिंगનાં રૂપ બને છે.

## संभाव्य वर्त्तमानकाल—चल धातु—स्त्रीलिंग

| | | |
| --- | --- | --- |
| उ. | मैं चलती होऊँ | हम चलती हों |
| | હું ચાલતી હોઉં | અમે ચાલતાં હોઈએ |
| म. | तू चलती हो | तुम चलती होओ |
| | તું ચાલતી હોય | તમે ચાલતાં હો |
| अ. | वह चलती हो | वे चलती हों |
| | તે ચાલતી હોય | તેઓ ચાલતાં હોય |

નિયમ—स्त्रीलिंगના वर्त्तमानकालिक कृदंतની સાથે होना (विकारदर्शक) સહાયકારી ક્રિયાપદનાં संभाव्य भविष्यत्कालનાં રૂપો મૂકવાથી संभाव्य वर्त्तमानकालનાં स्त्रीलिंगનાં રૂપ બને છે.

## પ્રશ્ન.

૧. હિંદીમાં અર્થ કેટલા અને કયા કયા છે?

૨. મુખ્ય અને પેટાકાળ મળીને કેટલા અને કયા કયા કાળ થાય છે?

૩ અર્થ પરથી કાળના કેટલા અને કયા કયા ભેદ થાય છે ?

૪. होना ( विकारदर्शक ) સહાયકારી ક્રિયાપદનાં संभाव्य भविष्यत्कालનાં રૂપ બોલો.

૫. संभाव्य वर्त्तमानकालનાં રૂપ કેવી રીતે બને છે ?

## શબ્દો.

| | |
|---|---|
| મણ—मन | બાજરી—बाजरा |
| જીવવું—जोना | સ્વાશ્રય—स्वाश्रय |
| વિજય—विजय | લાઇબ્રેરી—पुस्तकालय |
| દારૂ—शराब, मदिरा | સરબત—शरवत |
| અથાણું—अचार | કેમ—क्यों |
| ખાટું—खट्टा | |

## વાક્યો.

૧ હું લખતો હોઉં. ૨ તમે જતા હો. ૩ તેઓ આવતા હોય. ૪ અમે દોડતા હોઇએ. ૫ તું પાણી પીતો હોય. ૬ તે રમતો હોય. ૭ હું ખાતો હોઉં. ૮ તમે રમતાં હો. ૯ તેઓ ગાતાં હોય. ૧૦ તે દળતી હોય. ૧૧ અમે ધોતાં હોઇએ. ૧૨ તું ચાલતી હોય. ૧૩ છોકરો ચા પીતો હોય. ૧૪ માણસો ઘાસ કાપતાં હોય. ૧૫ દરરોજ એક મણ બાજરી દળતી હોય એવી સ્ત્રી મેં જોઈ છે. ૧૬ તેઓ દારૂ પીતા હોય એવું હું માનું છું. ૧૭ હું ચા પીતો હોઉં ત્યારે તે દરરોજ આવે છે. ૧૮ એવો કયો માણસ

છે કે જે વગર ખાધે જીવતો હોય. ૧૯ જે સ્વાશ્રય રાખતો હોય તે સદા વિજય મેળવે છે. ૨૦ અમે જ્યારે નિશાળે જતા હોઇએ ત્યારે તે લાયબ્રેરી ઉઘાડતો હોય છે. ૨૧ મને સરબત આપતા હો તો હું રોજ તમારે ત્યાં આવું. ૨૨ તમને કેરીનું અથાણું ખાટું લાગતું હોય તો કેમ ખાઓ છો ?

નીચેનાં વાકયોમાં જ્યાં ભૂલ હોય ત્યાં સુધારો.

१ चाणक्य अर्थशास्त्र का विश्वविख्यात पंडित थे।
२ लेखके ग्रंथ लिखनेमें बड़ा परिश्रम किया है।
३ शरबत पीनेसे आत्मा को शान्ति मिलती है।
४ चितौर सदैवसे हिन्दुओं के आधिपत्य में रहा हैं।
५ इसको माधवो अनजानते प्यार करना लगीं।
६ दमयंती का भारतीय सतीयों में उँचे स्थान है।
७ इसके प्रत्येक पद्यसे बालकों को जनमोल शिक्षा मिलती है।
८ राजा भोज के विद्याप्रेम किसी से छिपा नही है।
९ गुजराती में सर्वांग सुन्दर कोष को अभाव है।
१० शंकराचार्ये ज्ञान मार्ग कुं उपदेश किया था।

## પાઠ ૨૨.

### સંભાવ્ય ભૂતકાળ–संभाव्य भूतकाल.

ભૂતકાળની સાથે સંભાવનાનો અર્થ બતાવવાને માટે હિંદીમાં संभाव्य भूतकाल વપરાય છે.

## संभाव्य भूतकाल–चल धातु–पुल्लिंग

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| उ. | मैं चला होऊँ | हम चले हों |
| | હું ચાલ્યો હોઉં | અમે ચાલ્યા હોઈએ |
| म. | तू चला हो | तुम चले होओ |
| | તું ચાલ્યો હોય | તમે ચાલ્યા હો |
| अ. | वह चला हो | वे चले हों |
| | તે ચાલ્યો હોય | તેઓ ચાલ્યા હોય |

**નિયમ**–પુલ્લિંગ भूतकालिक કૃદંતની સાથે होना (विकार-दर्शक) સહાયકારી ક્રિયાપદનાં संभाव्य भविष्यत्कालनां રૂપ મૂકવાથી संभाव्य भूतकालनां पुल्लिंगनां રૂપ બને છે.

## संभाव्य भूतकाल–चल धातु–स्त्रीलिंग

| | | |
|---|---|---|
| उ. | मैं चली होऊँ | हम चली हों |
| | હું ચાલી હોઉં | અમે ચાલ્યાં હોઈએ |
| म. | तू चली हो | तुम चली होओ |
| | તું ચાલી હોય | તમે ચાલ્યાં હો |
| अ. | वह चली हो | वे चली हों |
| | તે ચાલી હોય | તેઓ ચાલ્યાં હોય |

**નિયમ**–स्त्रीलिंग भूतकालिक કૃદંતની સાથે होना (विकार-दर्शक) સહાયકારી ક્રિયાપદનાં संभाव्य भविष्यत्कालनां રૂપ મૂકવાથી संभाव्य भूतकालनां स्त्रीलिंगनां રૂપ બને છે.

संभाव्य भूतकालનાં कर्मणि प्रयोगनां રૂપ પણ થાય છે, તે નીચે પ્રમાણે.

## संभाव्य–भूतकाल–लिख धातु–कर्म–पुल्लिंग

| पु. | एकवचन | | बहुवचन | |
|---|---|---|---|---|
| उ. | मैंने, हमने / મેં, અમે | लिखा हो / લખ્યો હોય, લખ્યું હોય | मैंने, हमने / મેં, અમે | लिखे हों / લખ્યા હોય, લખ્યાં હોય |
| म. | तूने, तुमने / તેં, તમે | | तूने, तुमने / તેં, તમે | |
| अ. | उसने, उन्होंने / તેણે, તેમણે | | उसने, उन्होंने / તેણે, તેમણે | |

**નિયમ**—पुल्लिंग भूतकालिक कृदंतની સાથે होना ( विकार-दर्शक ) સહાયકારક ક્રિયાપદનાં संभाव्य भविष्यत्कालनां ત્રીજા પુરૂષનાં રૂપો મૂકવાથી संभाव्य भूतकालनां कर्मणि प्रयोगनां पुल्लिंगनां રૂપો બને છે.

## संभाव्य भूतकाल–लिख धातु-कर्म-स्त्रीलिंग

| | एकवचन | | बहुवचन | |
|---|---|---|---|---|
| उ. | मैंने, हमने / મેં, અમે | लिखी हो / લખી હોય | मैंने, हमने / મેં, અમે | लिखी हों / લખી હોય |
| म. | तूने, तुमने / તેં, તમે | | तूने, तुमने / તેં, તમે | |
| अ. | उसने, उन्होंने / તેણે, તેમણે | | उसने, उन्होंने / તેણે, તેમણે | |

**નિયમ**—स्त्रीलिंग भूतकालिक कृदंतની સાથે होना (विकार-दर्शक) સહાયકારક ક્રિયાપદનાં संभाव्य भविष्यत्कालનાં ત્રીજા પુરૂષનાં રૂપો મૂકવાથી संभाव्य भूतकालનાં कर्मणि प्रयोगनां स्त्रीलिंग नां રૂપો બને છે.

## પ્રશ્ન.

૧ संभाव्य भूतकाल નાં કયા કયા પ્રયોગનાં રૂપ થાય છે ?
૨ संभाव्य भूतकाल ના कर्त्तरि प्रयोग નાં રૂપ કેવી રીતે બને છે ?
૩ कर ધાતુનાં संभाव्य भूतकाल पुल्लिंग નાં રૂપ બોલો.
૪ सुन ધાતુનાં संभाव्य भूतकाल स्त्रीलिंग નાં રૂપો બોલો

## શબ્દો.

| | |
|---|---|
| નાસવું—भागना | ચાંદી—चाँदी |
| ખમીસ—कमीज | વરીઆળી—सौंफ |
| હસવું—हँसना | મકાન—मकान |
| મહાપ્રતાપી—महाप्रतापी | પાળવું—पालना |
| જાગવું—जगना | કચોરી—कचौरी |

## વાકયો.

૧ તે આવ્યો હોય. ૨ મગને તેને માર્યો હોય. ૩ અમે હસ્યા હોઇએ. ૪ તમે નાઠા હો. ૫ તું ગયો હોય. ૬ તેઓ બોલ્યા હોય. ૭ તેમણે ગાડી જોઇ હોય. ૮ તેણે બિલાડી પાળી હોય. ૯ તું બોલી હોય. ૧૦ તેને ચાંદી મળી હોય. ૧૧ તે પર્વત પર ચઢી હોય. ૧૨ તેણે મકાન ઉઘાડયાં હોય. ૧૩ તેઓ જાગ્યા પણ હોય. ૧૪ તેણે ખમીસ સીવ્યું પણ હોય. ૧૫ તે કયો મનુષ્ય છે જેણે મહાપ્રતાપી રાજા ભોજનું નામ સાંભળ્યું ન હોય. ૧૬ કચોરી ન ખાધી હોય એવા તમને ઘણા માણસો મળી આવશે. ૧૭ ગંગામાં સ્નાન કર્યું હોય એવા ઘણા માણસો અમારા ગામમાં છે. ૧૮ તમે વરીઆળી ખાધી હોય એમ લાગે છે.

# પાઠ ૨૭.

## સંભાવ્ય ભવિષ્યકાળ–संभाव्य भविष्यत्काल.

સંભાવનાની સાથે ભવિષ્યકાળનો અર્થ બતાવવાને માટે હિંદીમાં संभाव्य भविष्यत्काल વપરાય છે. તેનાં રૂપો નીચે પ્રમાણે થાય છે.

### संभाव्य भविष्यत्काल–चल धातु (पुल्लिंग या स्त्रीलिंग)

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| उ. | मैं चलूँ | हम चलें |
| | હું ચાલું | અમે ચાલીએ |
| म. | तू चले | तुम चलो |
| | તું ચાલે | તમે ચાલો |
| अ. | वह चले | वे चलें |
| | તે ચાલે | તેઓ ચાલે |

નિયમ—ધાતુને પહેલા પુરુષ એક વચનમાં ऊ, બીજા અને ત્રીજા પુરુષ એકવચનમાં ए, પહેલા અને ત્રીજા પુરુષ બહુવચનમાં एँ અને બીજા પુરુષ બહુવચનમાં ओ પ્રત્યય લાગાડવાથી संभाव्य भविष्यत्कालનાં રૂપ થાય છે.

જો ધાતુને છેડે आ કે ओ હોય તો ए અને एँ પ્રત્યય પહેલાં વિકલ્પે व આવે છે. જેમકે, जा—जाए, जावे. खो—खोए, खोवे.

ईकारांत અને ऊकारांत ધાતુને ए કે एँ પ્રત્યય લગાડતાં અંત્ય સ્વર હ્રસ્વ થઇ જાય છે. અને એ પ્રત્યય લગાડતાં વિકલ્પે व થઇ જાય છે ત્યારે અંત્ય સ્વર હ્રસ્વ થતો નથી. જેમકે, जी—जिए, जीवे. छू—छुए, छूवे.

एकारांत ધાતુઓમાં ए કે एँ પ્રત્યય લગાડતાં આગળ व આવે છે. से—सेवें. दे—देवें.

देना અને लेना ક્રિયાપદના ધાતુઓમાં વિકલ્પે પ્રત્યયોનો આદેશ થાય છે. જેમકે, दे—दूँ ( देऊँ ), दे ( देवे), दो ( देओ ), ले—लूँ ( लेऊँ ), ले ( लेवे ), लो ( लेओ ).

आकारांत ધાતુઓની પછી ए અને एँ ને બદલે વિકલ્પે અનુક્રમે य અને यँ આવે છે. જેમકે, जा—जाय, जायँ. खा—खाय, खायँ.

## પ્રશ્ન.

१ ધાતુને કયા પ્રત્યયો લગાડવાથી संभाव्य भविष्यत्कालનાં રૂપ થાય છે ?

२ जा ધાતુનાં संभाव्यभाविष्यत्कालનાં રૂપો જેટલી રીતે થતાં હોય તેટલી રીતે બનાવો.

३ ओकारांत ધાતુનાં संभाव्य भविष्यत्नां રૂપો કેવી રીતે થાય છે ?

## શબ્દો.

| | |
|---|---|
| પોપટ—तोता | આર્ય—आर्य |
| વિદ્વાન—विद्वान | આધ્યાત્મિક—आध्यात्मिक |
| અશુદ્ધ—अशुद्ध | જવાબ—जवाब |
| સાપ્તાહિક—साप्ताहिक | શ્રદ્ધા—श्रद्धा |

| | |
|---|---|
| આર્થિક—आर्थिक | કોપ—कोप |
| મજબુત—मजबूत | જ્ઞાન—ज्ञान |
| કદાચ—शायद | સહાયતા—सहायता |
| ક્ષત્રિય—क्षत्रिय | પાપી—पापी |
| વિચાર—विचार | છુટકારો—छुटकारा |
| અડદ—उड़द | મેના—मैना |
| નિરોગી—नीरोग | શરીર—शरीर |

## વાકયો.

૧ રાજાઓ મહેલોમાં રહે. ૨ હું પોપટને પાળું. ૩ લક્ષ્મી મેનાને પકડે. ૪ કુતરો બિલાડી પાછળ દોડે. ૫ અમે કસરત કરીએ. ૬ તમે હિંદી બોલો. ૭ તે ચણા શેકે. ૮ તું અશુદ્ધને શુદ્ધ કરે. ૯ મને સહાયતા મળે ૧૦ તેઓ ફૂલ તોડે. ૧૧ મને આર્થિક સહાયતા મળે તો હું વિલાયત ભણવા જાઉં. ૧૨ તમે ગીતા વાંચો તો તમારૂં આધ્યાત્મિક જ્ઞાન વધે. ૧૩ તેઓ મહેનત કરે તો તેનું ફળ તેમને મળે. ૧૪ જે ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખે તેનું કામ સફળ થાય છે. ૧૫ તું હિંદી શીખે તો હું તને ચોપડી આપું. ૧૬ અમે અર્ધી દક્ષિણા લઈને શું કરીએ ? ૧૭ આર્ય અમે લોક તો ક્ષત્રિય છીએ, અમે એ વાતો કયાંથી જાણીએ ? ૧૮ જયારે આપ પૂરી વાત જ ન સાંભળો તો હું શો જવાબ આપું. ૧૯ તે કયો ઉપાય છે જેથી આ પાપી મનુષ્ય ઈશ્વરના કોપથી છુટકારો મેળવે. ૨૦ કદાચ આજે પાણી વરસે. ૨૧ અમે ઇચ્છીએ કે છોકરા નિરોગી રહે અને વિદ્વાન થાય. ૨૨ મારો વિચાર છે કે હિંદીનું એક સાપ્તાહિક પત્ર કાઢું. ૨૩ તમે અડદની દાળ ખાઓ તો તમારૂં શરીર મજબુત બને.

---

# પાઠ ૨૪.

## ચાલુ ભવિષ્યકાળ-संदिग्ध वर्त्तमानकाल.

સંશયના અર્થમાં વર્ત્તમાનકાળ બતાવવો હોય ત્યારે હિંદીમાં संदिग्ध वर्त्तमानकाल વપરાય છે. ગુજરાતીમાં તેને ચાલુ ભવિષ્યકાળ કહે છે. संदिग्ध वर्त्तमानकालનાં રૂપો નીચે પ્રમાણે થાય છે.

### संदिग्ध वर्त्तमानकाल–चल धातु–पुल्लिंग

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| उ. | मैं चलता होऊँगा | हम चलते होंगे |
| | હું ચાલતો હોઈશ | અમે ચાલતા હોઇશું |
| म. | तू चलता होगा | तुम चलते होगे |
| | તું ચાલતો હોઇશ | તમે ચાલતા હશો |
| अ. | वह चलता होगा | वे चलते होंगे |
| | તે ચાલતો હશે | તેઓ ચાલતા હશે |

નિયમ–पुल्लिंग वर्त्तमानकालिक कृदंतની સાથે होना (विकार-दर्शक) સહાયકારી ક્રિયાપદનાં पुल्लिंगનાં सामान्य भविष्यत्कालનાં રૂપો મૂકવાથી संदिग्ध वर्त्तमानकालનાં पुल्लिंगનાં રૂપો બને છે.

### संदिग्ध वर्त्तमानकाल चल–धातु–स्त्रीलिंग

| | | |
|---|---|---|
| उ. | मैं चलती होऊँगी | हम चलती होंगी |
| | હું ચાલતી હોઈશ | અમે ચાલતાં હોઈશું |

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| म. | तू चलती होगी | तुम चलती होगी |
| | તું ચાલતી હોઈશ | તમે ચાલતાં હશો |
| अ. | वह चलती होगी | वे चलती होंगी |
| | તે ચાલતી હશે | તેઓ ચાલતાં હશે |

નિયમ—स्त्रीलिंग वर्त्तमानकालिक कृदंतની સાથે होनांं (विकारदर्शक) સહાયકારી ક્રિયાપદનાં स्त्रीलिंगનાં सामान्य भविष्यत् कालનાં રૂપો મૂકવાથી संदिग्ध वर्त्तमानकालનાં स्त्रीलिंगનાં રૂપો બને છે.

## પ્રશ્ન.

१ संदिग्ध वर्त्तमानकाल ક્યારે વાપરવો ?

२ તેને ગુજરાતીમાં શું કહે છે ?

३ दौड़ ધાતુનાં संदिग्ध वर्त्तमानकाल पुल्लिंगનાં રૂપ બોલો.

## શબ્દો.

| | |
|---|---|
| આ વખતે—इस वक्त | રોગી—रोगी, बीमार |
| ઘરેણું—गहना, जेवर | આવડવું—आना |
| હેડમાસ્તર—हेडमास्टर | વક્તા—वक्ता |
| ખડીઓ—दवात | માણેક—माणिक |
| સાગ—सागौन | વાર્તા—कहानी |
| દાક્તર—डाक्टर | જોડા—जूते |
| શાહી—स्याही | મોતી—मोती |
| કબાટ—अलमारी | |

## વાક્યો.

૧ તમે આવશો ત્યારે અમે લખતા હોઇશું. ૨ પિતાજી અત્યારે ખાતા હશે. ૩ તે દારૂ પીતો હશે. ૪ તું અહીં આવીશ ત્યારે બેન વાસણ ઉટકતી હશે. ૫ કાલ તમે આ વખતે રમતા હશો. ૬ ખેતરમાં ભેંસો ચરતી હશે. ૭ હેડમાસ્તર સાહેબ આવતા હશે. ૮ ડાક્તર સાહેબ રોગીઓને દવા આપતા હશે. ૯ વક્તા અત્યારે ભાષણ આપતા હશે. ૧૦ બળદ હળ ખેંચતો હશે. ૧૧ ગાય પાણી પીતી હશે. ૧૨ હું અમદાવાદ જતો હોઇશ. ૧૩ તેઓ પાણી ખેંચતા હશે. ૧૪ મોચી જોડા સીવતો હશે. ૧૫ ગોવાળ ગાયો ચારતો હશે. ૧૬ તે માથામાં તેલ નાંખતી હશે. ૧૭ તું ખડીઆમાં શાહી નાખતો હશે. ૧૮ રાજા લોક હીરા, માણેક અને મોતીનાં ઘરેણાં પહેરતાં હશે. ૧૯ સાગના કબાટના બહુ પૈસા પડતા હશે. ૨૦ તમને કેરીનો મુરબ્બો બનાવતાં આવડતો હશે. ૨૧ તેઓ તમને વાર્તા કહેતા હશે.



# પાઠ ૨૫.

## પૂર્ણ ભવિષ્યકાળ-संदिग्ध भूतकाल.

સંશયના અર્થમાં ભૂતકાળ બતાવવો હોય ત્યારે હિંદીમાં संदिग्ध भूतकाल વપરાય છે. તેને ગુજરાતીમાં પૂર્ણ ભવિષ્યકાળ કહે છે. તેનાં રૂપો નીચે આપવામાં આવ્યાં છે.

## संदिग्ध भूतकाल–चल धातु–पुल्लिंग

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| उ. | मैं चला होऊँगा | हम चले होंगे |
| | હું ચાલ્યો હોઈશ | અમે ચાલ્યા હોઈશું |
| म. | तू चला होगा | तुम चले होगे |
| | તું ચાલ્યો હોઇશ | તમે ચાલ્યા હશો |
| अ. | वह चला होगा | वे चले होंगे |
| | તે ચાલ્યો હશે | તેઓ ચાલ્યા હશે |

નિયમ—પુલ્લિંग भूतकालिक कृदंतની સાથે होना (विकार-दर्शक) સહાયકારી ક્રિયાપદનાં सामान्य भविष्यत्कालનાં पुल्लिंगનાં રૂપો મૂકવાથી संदिग्ध भूतकालનાં पुल्लिंगનાં રૂપ બને છે.

## संदिग्ध भूतकाल–चल धातु–स्त्रीलिंग

| | | |
|---|---|---|
| उ. | मैं चली होऊँगी | हम चली होंगी |
| | હું ચાલી હોઈશ | અમે ચાલ્યાં હોઈશું |
| म. | तू चली होगी | तुम चली होगी |
| | તું ચાલી હોઈશ | તમે ચાલ્યાં હશો |
| अ. | वह चली होगी | वे चली होंगी |
| | તે ચાલી હશે | તેઓ ચાલ્યાં હશો |

નિયમ—स्त्रीलिंग भूतकालिक कृदंतની સાથે होना ( विकार दर्शक ) સહાયકારી ક્રિયાપદનાં सामान्य भाविष्यत्कालનાં स्त्रीलिंगનાં રૂપો મૂકવાથી संदिग्ध भूतकालનાં स्त्रीलिंगનાં રૂપ બને છે.

सांदिग्ध भूतकालનાં कर्मणि प्रयोगનાં રૂપ પણ થાય છે તે નીચે આપવામાં આવ્યાં છે.

## संदिग्ध भूतकाल—लिख धातु—कर्म—पुल्लिंग

| पु. | एकवचन | | बहुवचन | |
|---|---|---|---|---|
| उ. | मैंने, हमने<br>મેં, અમે | लिखा होगा<br>લખ્યો હશે,<br>લખ્યું હશે | मैंने, हमने<br>મેં, અમે | लिखे होंगे<br>લખ્યા હશે,<br>લખ્યાં હશે |
| म. | तूने, तुमने<br>તેં, તમે | | तूने, तुमने<br>તેં, તમે | |
| अ. | उसने, उन्होंने<br>તેણે, તેમણે | | उसने, उन्होंने<br>તેણે, તેમણે | |

## संदिग्ध भूतकाल—लिख धातु—कर्म—स्त्रीलिंग

| | एकवचन | | बहुवचन | |
|---|---|---|---|---|
| उ. | मैंने, हमने<br>મેં, અમે | लिखी होगी<br>લખી હશે | मैंने, हमने<br>મેં, અમે | लिखी होंगी<br>લખી હશે |
| म. | तूने, तुमने<br>તેં, તમે | | तूने, तुमने<br>તેં, તમે | |
| अ. | उसने, उन्होंने<br>તેણે, તેમણે | | उसने, उन्होंने<br>તેણે, તેમણે | |

નિયમ—भूतकालिक કૃદંતની સાથે होना (विकारदर्शक) સહાયકારી ક્રિયાપદનાં सामान्य भविष्यत्कालનાં ત્રીજા પુરુષનાં રૂપો મૂકવાથી संदिग्ध भूतकालનાં कर्मणि प्रयोगનાં રૂપો બને છે.

### પ્રશ્ન.

૧ संदिग्ध भूतकालનાં कर्मणि प्रयोगનાં રૂપ કેવી રીતે બને છે ?

૨ संदिग्ध भूतकालનાં कर्त्तरि प्रयोगનાં स्त्रीलिंगનાં રૂપો કેવી રીતે બને છે ?

૩ पढ़ ધાતુનાં संदिग्ध भूतकालનાં पुल्लिंगનાં રૂપ બોલો.

## શબ્દો.

| | |
|---|---|
| દેવદાર—देवदार | પહોંચવું—पहूँचना |
| પ્રતિજ્ઞા—प्रतिज्ञा | હલવો—हलुआ |
| મોંઘું—महँगा | ચપ્પુ—चाकू |
| ધણી—स्वामी | અત્તર—अत्तर |
| ધ્યાન—ध्यान | ભૂલવું—भूलना |
| મધ—शहद | બજાર—बाज़ार |
| દાન—दान | સાળો—साला |
| બરફ—बर्फ | માખી—मक्खी |
| તપ—तप | શીંગડાં—सींग |

## વાકયો.

૧ અમેરિકામાં અત્યારે રાત પડી હશે. ૨ તેને મારું ચપ્પુ મળ્યું હશે. ૩ તેણે તેને બજારમાં જોયો હશે. ૪ તેણે મોટું તપ કર્યું હશે. ૫ તેને આ ધણી મળ્યો હશે. ૬ તેમણે સાત પાઠ વાંચ્યા હશે. ૭ વાણીઆએ તેને દશ રૂપીઆ આપ્યા હશે. ૮ તેણે દૂધમાં પાણી નાખ્યું હશે. ૯ ભેંસે તેને શીંગડું માર્યું હશે. ૧૦ મગને મધ ખાધું હશે. ૧૧ કોલંબો શહેરથી લખેલો કાગળ તમને પહોંચ્યો હશે. ૧૨ જેટલું મેં દાન આપ્યું તેટલું તો કદી કોઇના ધ્યાનમાં પણ આવ્યું નહિ હશે. ૧૩ આપે ગાય પણ પાળી હશે. ૧૪ ભારતીય બાળકો ભીષ્મ પિતામહની પવિત્ર પ્રતિજ્ઞા ભૂલ્યાં નહિ હશે. ૧૫ દૂધમાં માખી પડી હશે તેથી તેણે દૂધ પીધું નહિ

હોય. ૧૬ મારા પિતા મારે માટે મુંબઈથી હલવો લાવ્યા હશે. ૧૭ પેટી દેવાદારની હોવાથી તેઓએ તમને મોકલી હશે. ૧૮ આ અત્તર તમને બહુ મોંઘું મળ્યું હશે. ૧૯ તેઓ બરફ લાવ્યા હશે. ૨૦ મારો સાળો અમદાવાદથી આવ્યો હશે.

---

## પાઠ ૨૬.

### આજ્ઞાર્થ—प्रत्यक्ष विधि.

પ્રત્યક્ષ હુકમના અર્થમાં હિંદીમાં प्रत्यक्ष विधि વપરાય છે. તેનાં રૂપો નીચે પ્રમાણે થાય છે.

### प्रत्यक्ष विधि—चल धातु (पुल्लिंग या स्त्रीलिंग)

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| उ. | मैं चलूँ હું ચાલું | हम चलें અમે ચાલીએ |
| म. | तू चल તું ચાલ | तुम चलो તમે ચાલો |
| अ. | वह चले તે ચાલે | वे चलें તેઓ ચાલે |

નિયમ—પહેલા પુરુષ એકવચનમાં ધાતુને ऊँ, બીજા પુરુષ એકવચનમાં કંઈ નહિ, ત્રીજા પુરુષ એકવચનમાં ए, પહેલા અને ત્રીજા પુરુષ બહુવચનમાં एँ અને બીજા પુરુષ બહુવચનમાં ओ પ્રત્યય લગાડવાથી प्रत्यक्ष विधिનાં રૂપો બને છે.

प्रत्यक्ष विधिનાં રૂપો संभाव्य भविष्यत्कालના જેવાં જ થાય છે. ફક્ત બીજા પુરુષ એકવચનમાં संभाव्य भविष्यत्कालમાં ए પ્રત્યય લાગે છે, ત્યારે प्रत्यक्ष विधिમાં પ્રત્યય નહિ લાગતાં ધાતુ હોય છે તેજ રૂપે રહે છે.

आदरसूचक 'आप'ની સાથે બીજા પુરુષમાં ધાતુની આગળ इये જોડાય છે.

लेना, देना, पीना, करना અને होना ના આદરસૂચક વિધિ કાલમાં इये ના પહેલાં જ ઉમેરાય છે, અને તેમના આદ્ય સ્વરોમાં ઘણુંખરૂં भूतकालिक कृदंतના જેવા ફેરફાર થાય છે. लेना–लीजिये, देना–दीजिये, पीना–पीजिये, करना–कीजिये, होना–हूजिये.

'चाहिए' એ ખરી રીતે चाहना ક્રિયાપદનું આદરસૂચક વિધિનું રૂપ છે, પરંતુ એનાથી વર્ત્તમાનકાલની આવશ્યકતાનો પણ બોધ થાય છે. જેમકે, मुझे पुस्तक चाहिए. આવે પ્રસંગે તેનો કર્ત્તા બીજી વિભક્તિમાં આવે છે.

વિશેષ આદરને માટે आपની સાથે ધાતુને इयेगा પ્રત્યય જોડાય છે. જેમકે, आइयेगा, बैठियेगा. આ રૂપ કદી કદી સામાન્ય ભવિષ્યકાળમાં જોડાય છે. જેમકે, आप मुझसे कब मिलियेगा.

## પ્રશ્ન.

૧ प्रत्यक्ष विधिનાં રૂપો કેવી રીતે થાય છે ?

૨ માનનો અર્થ બતાવવા માટે आपની સાથે ધાતુને કયા કયા પ્રત્યય લગાડાય છે?

૩ વિશેષ આદરને માટે કયો પ્રત્યય લગાડાય છે ?

## શબ્દો.

| | |
|---|---|
| સંભાળવું—सम्हालना | પ્રમાણિકપણું—ईमानी |
| દીનબંધુ—दीनबंधु | મહારાજ—महाराज |
| છોડવું—छोड़ना | ફેલાવવું—फैलाना |
| સંબંધી—संबंधी | બટાટા—आलू |

| | |
|---|---|
| ભૂખ્યો—भूखा | બચાવવું—बचाना |
| ઉદય—उदय | ગજ—गज |
| ગોપાલન—गोपालन | વસ્ત્ર—वस्त्र |
| છોતરૂં—छिलका | આજ્ઞા—आज्ञा |
| નાગો—नंगा | રાખડી—रक्षाबंधन |
| અસ્ત—अस्त | ચાદર—चादर, चद्दर |

## વાક્યો.

૧ તમારી ચોપડી લાવો. ૨ રમણ, આ ચોપડી લે. ૩ તેને થોડું તેલ આપ. ૪ મને એક આનાના બટાટા આપો. ૫ આ કલમથી તમારૂં નામ લખો. ૬ હંમેશાં સાચું બોલો. ૭ પ્રમાણિકપણું રાખો. ૮ ઇશ્વરને ચાહતાં શીખો. ૯ તમારા નોકરને મોકલો. ૧૦ તમારા માબાપની આજ્ઞા માનો. ૧૧ ભૂખ્યાને ભોજન આપો. ૧૨ નાગાને વસ્ત્ર આપો. ૧૩ (આપ) મને એક રૂપીઓ આપો. ૧૪ (આપ) અમારા ઉપર કૃપા રાખો. ૧૫ વગર વિચારે કોઇ કામ ન કરો. ૧૬ દીનબંધુ મને ડૂબતાને બચાવ. ૧૭ માલતી, આ રાખડી તું સંભાળીને પોતાની પાસે રાખ ૧૮ જે હરિશ્ચંદ્રે ઉદયથી અસ્ત સુધીની પૃથ્વીને માટે ધર્મ ન છોડયો તેનો ધર્મ અડધા ગજ કપડા માટે ન છોડાવો. ૧૯ જેટલી ચાદર જુઓ તેટલા પગ ફેલાવો. ૨૦ તેને આ કપડું પહેરાવો. ૨૧ તમારે એ પુસ્તક અવશ્ય મંગાવી વાંચવું જોઇએ. ૨૨ ગોપાલન સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરીને એનો લાભ લેવો જોઇએ. ૨૩ સવારે ૭ વાગે ઊઠવું જોઇએ. ૨૪ છોકરાઓએ પોતાના માબાપની સેવા કરવી જોઇએ. ૨૫ છોતરૂં કાઢીને કેળું ખાઓ.

# પાઠ ૨૭.

## વિધ્યર્થ—परोक्ष विधि.

પરોક્ષ હુકમનો અર્થ બતાવવાને હિન્દીમાં परोक्ष विधि વપરાય છે. તેનાં ફક્ત બીજા પુરૂષનાં રૂપ થાય છે. તે નીચે આપવામાં આવ્યાં છે.

### परोक्ष विधि—चल धातु

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| म. | तू चलना, चलियो | तुम चलना, चलियो |
| | તું ચાલજે, તારે ચાલવું | તમે ચાલજો, તમારે ચાલવું |
| म. | + + + | आप चलिएगा |
| | | આપ ચાલશો |

परोक्ष विधिનાં બે રૂપો થાય છે.

નિયમ—क्रियार्थक संज्ञाની માફક એટલે ધાતુને 'ना' પ્રત્યય લગાડવાથી અથવા ધાતુને इयो પ્રત્યય લગાડવાથી परोक्ष विधिનાં રૂપો બને છે.

आपની સાથે आदरसूचक विधिનું રૂપ ધાતુને इयेगा પ્રત્યય લગાડવાથી થાય છે. જેમકે, मुझे दास समझ कर कृपा रखियेगा.

### પ્રશ્ન.

૧ परोक्ष विधिનાં કયા પુરૂષનાં રૂપ થાય છે?
૨ તેના પ્રત્યયો કયા છે?
૩ लिख ધાતુનાં परोक्ष विधिનાં રૂપ બોલો.

## શબ્દો.

| | |
|---|---|
| પતિ—पति | યાદી—यादी |
| મિત્ર—मित्र | બેટા—बेटा |
| ધૈર્ય—धैर्य | સમાન—समान |
| દેવ—देव | દફતર—बस्ता |
| અસાવધાની—असावधानी | એલચી—इलायची |
| સિંધાલૂણ—सेंधानमक | પાલન—पालन |
| સ્વયંસેવક—स्वयंसेवक | શિખામણ—शिक्षा |
| મંત્રી—मंत्री | રાયતું—रायता |

## વાકયો.

૧ તું પતિ સાથે સુખથી રહેજે. ૨ તું કોઇને કહેજે. ૩ પિતા, આ લતાને મારા સમાનજ ગણજો. ૪ તું તારા પતિના હુકમોનું પાલન કરજે. ૫ તું વિદ્વાન થજે. ૬ સ્વયં-સેવકોની યાદીમાં મારૂં નામ લખજો. ૭ ગુરુને દેવ માનજો. ૮ કાગળમાં મારૂં નામ લખજે. ૯ મને તમારો મિત્ર સમજજો. ૧૦ તેને શિખામણ આપજો. ૧૧ બધાનું ભલું કરજો. ૧૨ બાગમાં આંબાનાં ઝાડ વાવજો. ૧૩ મારૂં દફતર મોકલજો. ૧૪ દશ વાગે અહીં આવજો. ૧૫ તારે પોતાના કામમાં અસાવધાની કરવી નહિ. ૧૬ તમે આ ચિટ્ઠી મંત્રીને આપજો. ૧૭ જ્યારે હું બોલું ત્યારે તમે તરત ઊઠીને નાસજો. ૧૮ બેટા મારૂં નામ રાખજે. ૧૯ રમણને તારી ચોપડી આપજે. ૨૦ દુઃખનાં ધૈર્ય રાખવું. ૨૧ દૂધમાં થોડી એલચી નાખજો. ૨૨ રાયતું સારૂં થયું હોય તો એમને થોડું આપજો. ૨૩ રતાળુના શાકમાં સિંધાલૂણ નાખજો.

---

# પાઠ ૨૮.

## સામાન્ય સંકેતાર્થ—सामान्य संकेतार्थ.

સંકેત અથવા શરતનો અર્થ બતાવવાને માટે હિંદીમાં सामान्य संकेतार्थ વપરાય છે. તેનાં રૂપો નીચે પ્રમાણે થાય છે.

### सामान्य संकेतार्थ—चल धातु—पुल्लिंग

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| उ. | मैं चलता હું ચાલત | हम चलते અમે ચાલત |
| म. | तू चलता તું ચાલત | तुम चलते તમે ચાલત |
| अ. | वह चलता તે ચાલત | वे चलते તેઓ ચાલત |

નિયમ—पुल्लिंग वर्त्तमानकालिक कृदंतનાં રૂપોજ सामान्य संकेतार्थ पुल्लिंगમાં કામ લાગે છે. અર્થાત્ ધાતુને એકવચનમાં ता અને બહુવચનમાં ते લગાડવાથી सामान्य संकेतार्थ पुल्लिंग નાં રૂપ બને છે.

### सामान्य संकेतार्थ—चल धातु—स्त्रीलिंग

| | | |
|---|---|---|
| उ. | मैं चलती હું ચાલત | हम चलतीं અમે ચાલત |
| म. | तू चलती તું ચાલત | तुम चलतीं તમે ચાલત |
| अ. | वह चलती તે ચાલત | वे चलतीं તેઓ ચાલત |

નિયમ—स्त्रीलिंग वर्त्तमानकालिक कृदंत નાંજ રૂપો सामान्य संकेतार्थ માં કામ લાગે છે. અર્થાત્ ધાતુને એકવચનમાં ती અને બહુ વચનમાં तीं પ્રત્યય લગાડવાથી सामान्य संकेतार्थ નાં स्त्रीलिंग નાં રૂપ બને છે.

## પ્રશ્ન.

૧ सामान्य संकेतार्थ ક્યારે વપરાય છે ?

૨ सामान्य संकेतार्थ पुल्लिंग ના પ્રત્યયો કયા છે ?

૩ આ ધાતુનાં सामान्य संकेतार्थ स्त्रीलिंग નાં રૂપ બોલો.

## શબ્દો

| | |
|---|---|
| યોગ્ય—योग्य | જીવજંતુ—जीवजंतु |
| સુકાવું—सूखना | ફાટવું—फटना |
| શકવું—सकना | સર્વસ્વ—सर्वस्व |
| કાતર—कैंची | ચીજ—चीज |
| સજા—सजा | ભાષાંતર—भाषांतर |
| જુગાર—जुआ | ગુમાવવું—गँवाना |
| ખરીદવું—खरीदना | અલભ્ય—अलभ्य |
| ટકાઉ—टिकाउ | સરળતા—आसानी |
| ખાંડ—चीनी | |

## વાક્યો.

૧ હું આવત. ૨ હું તમારે માટે યોગ્ય વ્યવસ્થા કરત. ૩ ગંગા પણ આવત. ૪ હું અમદાવાદથી એક કાતર લાવત. ૫ તમે ખાંડ ખરીદત. ૬ સૂર્યની ગરમી ન હોત તો કોઈ જીવજંતુ જીવત નહિ. ૭ કોઈ બીજો હોત તો હું તેને ન છોડત. ૮ સંસારમાં એવી કોઈ ચીજ ન હતી કે જે તે રાજાને માટે અલભ્ય હોત. ૯ પાણી ન વરસત તો

અનાજ સુકાઈ જાત ૧૦ તેઓ મારી આજ્ઞા ન માનત તો તેઓને હું સજા કરત. ૧૧ ટકાઉ કપડું હોત તો જલદી ફાટત નહિ. ૧૨ તેઓ ભાષાંતરનું કામ સરળતાથી કરી શકત. ૧૩ હું જુગાર રમત તો મારૂં સર્વસ્વ ગુમાવત.

---

## પાઠ ૨૯.

### સંકેતાર્થ વર્ત્તમાન—अपूर्ण संकेतार्थ.

વર્ત્તમાનકાળની સાથે સંકેત અથવા શરતનો અર્થ બતાવવાને માટે હિન્દીમાં अपूर्ण संकेतार्थ વપરાય છે. તેનાં રૂપો નીચે પ્રમાણે થાય છે.

#### अपूर्ण संकेतार्थ—चल धातु—पुल्लिंग

| પુ. | एकवचन | बहुवचन |
|---|---|---|
| उ. | मैं चलता होता | हम चलते होते |
| | હું ચાલતો હોત | અમે ચાલતા હોત |
| म. | तू चलता होता | तुम चलते होते |
| | તું ચાલતો હોત | તમે ચાલતા હોત |
| अ. | वह चलता होता | वे चलते होते |
| | તે ચાલતો હોત | તેઓ ચાલતા હોત |

નિયમ—पुल्लिंग वर्त्तमानकालिक કૃદંતની સાથે होना (विकारदर्शक) સહાયકારી ક્રિયાપદનાં सामान्य संकेतार्थनां પુલ્લિંગનાં રૂપ મૂકવાથી अपूर्ण संकेतार्थनां પુલ્લિંગનાં રૂપ બને છે.

# अपूर्ण संकेतार्थ—चल धातु—स्त्रीलिंग

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| उ. | मैं चलती होती | हम चलती होतीं |
| | હું ચાલતી હોત | અમે ચાલતાં હોત |
| म. | तू चलती होती | तुम चलती होतीं |
| | તું ચાલતી હોત | તમે ચાલતાં હોત |
| अ. | वह चलती होती | वे चलती होतीं |
| | તે ચાલતી હોત | તેઓ ચાલતાં હોત |

નિયમ—स्त्रीलिंग वर्तमानकालिक કૃદંતની સાથે होना (विकारदर्शक) સહાયકારી ક્રિયાપદનાં सामान्य संकेतार्थनां स्त्रीलिंगनां રૂપ મૂકવાથી अपूर्ण संकेतार्थनां स्त्रीलिंगनां રૂપ બને છે.

## પ્રશ્ન.

૧ मैं चलता होता એ વાકયને બહુવચનમાં મૂકો.

૨ अपूर्ण संकेतार्थ નાં स्त्रीलिंग નાં રૂપો કેવી રીતે બને છે?

૩ रख ધાતુનાં अपूर्ण संकेतार्थ पुल्लिंग નાં રૂપો બોલો.

## શબ્દો

પવન—पवन ઊંઘ—नींद

તપાસ—तलाश, जाँच

## વાકયો.

૧ તેઓ કાગળ લખતા હોત. ૨ અમે ચોપડી વાંચતા હોત. ૩ હીરા બેન કપડાં ધોતી હોત. ૪ તેઓ ખાતાં હોત. ૫ તું ગામથી આવતી હોત. ૬ તમે તેને મારતા હોત તો તે નિશાળે ન આવત. ૭ તમે તેને જોવા જતાં હોત તો હું જરૂર આવત. ૮ જો પવન આવતો હોત તો મને સારી ઊંઘ આવત. ૯ તમે તપાસ કરતા હોત તો આવું થાત નહિ. ૧૦ જો તે સારૂં ભણાવતા હોત તો કાન્તિ જરૂર પાસ થાત. ૧૧ તે કસરત કરતો હોત તો તેનું શરીર મજબુત બનત.

# પાઠ ૩૦.

## સંકેતાર્થ ભૂત—पूर्ण संकेतार्थ.

ભૂતકાળની સાથે સંકેત અથવા શરતનો અર્થ બતાવવાને માટે હિંદીમાં पूर्ण संकेतार्थ વપરાય છે. તેનાં રૂપો નીચે પ્રમાણે થાય છે.

### पूर्ण संकेतार्थ-चल धातु—पुल्लिग

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| उ. | मैं चला होता | हम चले होते |
| | હું ચાલ્યો હોત | અમે ચાલ્યા હોત |
| म. | तू चला होता | तुम चले होते |
| | તું ચાલ્યો હોત | તમે ચાલ્યા હોત |
| अ. | वह चला होता | वे चलें होते |
| | તે ચાલ્યો હોત | તેઓ ચાલ્યા હોત |

નિયમ—पुल्लिंग भूतकालिक कृदंतनी साथे होना (विकार दर्शक) સહાયકારી ક્રિયાપદનાં सामान्य संकेतार्थनां पुल्लिंगनां રૂપો મૂકવાથી पूर्ण संकेतार्थनां पुल्लिंगनां રૂપ બને છે.

## पूर्ण संकेतार्थ—चल धातु—स्त्रीलिंग

| पु. | एकवचम | बहुवचन |
|---|---|---|
| उ. | मैं चली होती | हम चली होतीं |
| | હું ચાલી હોત | અમે ચાલ્યાં હોત |
| म. | तू चली होती | तुम चली होतीं |
| | તું ચાલી હોત | તમે ચાલ્યાં હોત |
| अ. | वह चली होती | वे चली होतीं |
| | તે ચાલી હોત | તેઓ ચાલ્યાં હોત |

નિયમ—स्त्रीलिंग भूतकालिक कृदंतनी साथे होना (विकार दर्शक) સહાયકારી ક્રિયાપદનાં सामान्य संकेतार्थनां स्त्रीलिंगनां રૂપો મૂકવાથી पूर्ण संकेतार्थनां स्त्रीलिंगनां રૂપ બને છે.

पूर्ण संकेतार्थनां कर्मणि प्रयोगनां રૂપ પણ થાય છે. તે નીચે આપવામાં આવ્યાં છે.

## पूर्ण संकेतार्थ—लिख धातु—कर्म—पुल्लिंग

| | | | |
|---|---|---|---|
| उ. मैंने, हमने<br>મેં, અમે<br>म. तूने, तुमने<br>તેં, તમે<br>अ. उसने, उन्होंने<br>તેણે, તેમણે | लिखा होत<br>લખ્યો હોત,<br>લખ્યું હોત | मैंने, हमने<br>મેં, અમે<br>तूने, तुमने<br>તેં, તમે<br>उसने, उन्होंने<br>તેણે, તેમણે | लिखे होते<br>લખ્યા હોત,<br>લખ્યાં હોત |

નિયમ—कर्त्तरि प्रयोग ना प्रमाणे.

## पूर्ण संकेतार्थ–लिख धातु–कर्म–स्त्रीलिंग

| | | | |
|---|---|---|---|
| उ. मैंने, हमने<br>મેં, અમે<br>म. तूने, तुमने<br>તેં, તમે<br>अ. उसने, उन्होंने<br>તેણે, તેમણે | लिखी होत<br>લખી હોત | मैंने, हमने<br>મેં, અમે<br>तूने, तुमने<br>તેં, તમે<br>उसने, उन्होंने<br>તેણે, તેમણે | लिखी होतीं<br>લખી હોત |

નિયમ—कर्त्तरि प्रयोग ना प्रमाणे.

### પ્રશ્ન.

१ पूर्ण संकेतार्थ नां पुल्लिंग नां રૂપ કેવી રીતે બને છે ?

२ पूर्ण संकेतार्थ नां स्त्रीलिंग नां રૂપ કેવી રીતે બને છે ?

३ खा धातुनां पूर्ण संकेतार्थ બંને लिंग नां રૂપ બોલો.

### શબ્દો.

હજામત—हजामत
વેચાતુ લેવું—मोल लेना
ખીર—खीर
સામાન—सामान
ખાંસી—खांसी
જુલાબ—जुलाब
જો—यदि
હાજર—हाजिर
મકાઇ—मका
ખેલ—खेल
આમલી—इमली
ઠીક—ठीक
પેસવું—घुसना
વર્ત્તન—बर्त्ताव
જાર—जुआर
બગાડ—बिगाड़
ફુદીનો—पोदीना
મગ—मूँग
કેસર—केसर
આરામ—आराम

# વાક્યો.

૧ તેણે બિલાડી પાળી હોત. ૨ અમે અમદાવાદ ગયા હોત તો તમારે માટે એક સારૂં ચપ્પુ લાવત. ૩ તમે મહેનત કરી હોત તો પાસ થાત. ૪ તેઓ નવ વાગે આવ્યા હોત તો તેમને ગાડી મળત. ૫ તમે મને બોલાવ્યો હોત તો હું તમારી સાથે આવત. ૬ તમે મને પાણી પાયું હોત તો તમને મારો આશીર્વાદ મળત. ૭ તેણે સારૂં વર્ત્તન રાખ્યું હોત તેને સારો લાભ થાત. ૮ તમે મને કાગળ લખ્યો હોત તો હું તમને મદદ કરત. ૯ આપે હુકમ કર્યો હોત અમે બધા હાજર થાત. ૧૦ તમે આમલી ખાધી હોત તો તમને ખાંસી થાત. ૧૧ તેઓ મગ લાવ્યા હોત તો અમે તેમની પાસેથી વેચાતા લેત. ૧૨ તમે મકાઇ રાખી હોત તો તમને સારો ફાયદો થાત. ૧૩ મગનને મેં કહ્યું હોત તો મારે માટે કેસર લાવત ૧૪ તમે ખીર રોટલી બનાવી હોત તો હું ખાત. ૧૫ મેં બગાડ કર્યો હોત તો મને માર પડત. ૧૬ જો હું ખેલ જોવા આવ્યો હોત તો મારા પિતા મને ઘરમાં પેસવા ન દેત. ૧૭ તમે જુલાબ લીધો હોત તો જલ્દી આરામ થાત. ૧૮ તેમણે સામાન લીધો હોત તો લડાઇ થાત. ૧૯ આજે તમે હજામત કરાવી હોત તો ઠીક થાત. ૨૦ કઢીમાં કુદીનો નાખ્યો હોત તો સારી થાત.

---

# हिंदी शिक्षिका.

## ભાગ ૩ જો.

---

### પાઠ ૩૧.

#### ભેદ-સકર્મક શક્યભેદ—वाच्य, कर्मवाच्य.

ગુજરાતીમાં આપણે જેને ભેદ કહીએ છીએ તેને સામાન્ય રીતે હિંદીમાં वाच्य કહે છે. ગુજરાતીમાં ભેદ બે છે. મૂળભેદ અને શક્યભેદ અથવા સહ્યભેદ.

હિંદીમાં वाच्य ત્રણ છે. कर्त्तृवाच्य, कर्मवाच्य અને भाववाच्य.

कर्त्तृवाच्यનો સમાવેશ મૂળભેદમાં થાય છે અને कर्मवाच्यનો તથા भाववाच्यનો સમાવેશ શક્યભેદમાં થાય છે.

આગળ ક્રિયાપદનાં જે રૂપો થઇ ગયાં તે कर्त्तृवाच्य અથવા મૂળભેદનાં થઈ ગયાં.

સકર્મક ક્રિયાપદનો શક્યભેદ તે कर्मवाच्य છે અને અકર્મક ક્રિયાપદનો શક્યભેદ તે भाववाच्य છે.

આ પાઠમાં कर्मवाच्य સંબંધી હકીકત આપવામાં આવે છે. એમાં વાક્યનો ઉદ્દેશ્ય ક્રિયાપદનું कर्म હોય છે.

कर्मवाच्य બનાવવાની રીત—અકર્મક ક્રિયાપદના भूतकालिक कृदंतની આગળ 'जाना' ક્રિયાપદનાં બધા કાળ અને અર્થનાં રૂપ જોડવાથી कर्मवाच्य બને છે.

कर्मवाच्यना कर्मणि प्रयोगमां कर्म उद्देश्य थई प्रत्यय रहित कर्त्ता विभक्तिना रूपमां आवे छे अने क्रियापदनां जाति पुरुष अने वचन ते कर्मना प्रमाणे होय छे. जेमके, लड़का बुलाया गया है–छोकरो बोलाववामां आव्यो छे. लड़की बुलाई गई है–छोकरी बोलाववामां आवी छे.

कर्मवाच्यना भावे प्रयोगमां कर्म प्रत्यय सहित रहे छे अने क्रियापद हंमेशां त्रीजो पुरुष, नरजाति, एकवचनमां रहे छे. जेमके, नौकरको भेजा गया–नोकरने मोकलवामां आव्यो. उनको बुलाया गया तेमने बोलाववामां आव्या.

जो कर्मवाच्यमां कर्त्ताने लखवानी जरूर जणाय तो तेने करण विभक्तिमां राखवामां आवे छे. जेमके, लड़के से रोटी नहीं खाई गई–छोकराथी रोटली खवाई नहि.

ગુજરાતીમાં શક્યભેદમાં ધાતુ મરડાઇ જાય છે, એટલે ધાતુનો શક્યભેદ કરતાં તેમાં 'આ' ઉમેરાય છે. જેમકે, કર–કરા, લખ–લખા, બેસ–બેસા, ઉઠ–ઉઠા. એ પ્રમાણે ધાતુમાં ફેરફાર થયા પછી તેનાં જે કાળનાં રૂપ કરવાં હોય તેના પ્રત્યય લગાડાય છે. જેમકે, કામ કરાય છે. ચોપડી લખાય છે. જો એમાં કર્ત્તાને લખવાની જરૂર જણાય તો કર્ત્તાને પાંચમી વિભક્તિનો 'થી' પ્રત્યય લગાડાય છે. જેમકે, મારાથી કામ કરાય છે. તમારાથી ચોપડી લખાય છે.

શક્યભેદ બનાવવાની બીજી રીત પણ ગુજરાતીમાં પ્રચલિત છે. એમાં મુખ્ય ક્રિયાપદના કૃદંતનામની સાતમી વિભક્તિ સાથે આવ ધાતુનાં રૂપ જોડાય છે. જેમકે, છોકર-

શને બોલાવવામાં આવ્યો છે. દૂધને ઉત્તમ ખોરાક ગણવામાં આવે છે.

कर्मवाच्यनी कालरचना कर्तृवाच्य પ્રમાણે થાય છે. નમુના માટે નીચે देखना સકર્મક ક્રિયાપદનાં कर्मवाच्यनां कर्माणि प्रयोगनां ફક્ત पुह्लिंगनां રૂપ આપવામાં આવ્યાં છે. स्त्रीलिंगनां રૂપ कर्तृवाच्यना રૂપાખ્યાન પ્રમાણે સરળતાથી બનાવી શકાય છે.

| कर्त्तृवाच्य धातु | कर्मवाच्य धातु |
|---|---|
| देख–દેખ | देखा जा–દેખા |

देखा जा

(१) सामान्य—वर्त्तमानकाल

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| उ. | मैं देखा जाता हूँ | हम देखे जाते हैं |
| | હું દેખાઉં છું | અમે દેખાઇએ છીએ |
| म. | तू देखा जाता है | तुम देखे जाते हो |
| | તું દેખાય છે | તમે દેખાઓ છો |
| अ. | वह देखा जाता है | वे देखे जाते हैं |
| | તે દેખાય છે. | તેઓ દેખાય છે. |

(२) सामान्य भूतकाल

| | | |
|---|---|---|
| उ. | मैं देखा गया | हम देखे गए |
| | હું દેખાયો | અમે દેખાયા |
| म. | तू देखा गया | तुम देखे गए |
| | તું દેખાયો | તમે દેખાયા |

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| अ. | वह देखा गया | वे देखे गए |
| | તે દેખાયો | તેઓ દેખાયા |

## (३) सामान्य भविष्यत्काल

| | | |
|---|---|---|
| उ. | मैं देखा जाऊँगा | हम देखे जाएँगे, जावेंगे, जायँगे |
| | હું દેખાઈશ | અમે દેખાઈશું |
| म. | तू देखा जाएगा, जावेगा जायगा | तुम देखे जाओगे |
| | તું દેખાઈશ, દેખાશે | તમે દેખાશો |
| म. | वह देखा जाएगा, जावेगा जायगा | वे देखे जाएँगे, जावेंगे, जायँगे |
| | તે દેખાશે | તેઓ દેખાશે |

## (४) पूर्ण वर्त्तमानकाल

| | | |
|---|---|---|
| उ. | मैं देखा गया हूँ | हम देखे गए हैं |
| | હું દેખાયો છું | અમે દેખાયા છીએ |
| म. | तू देखा गया है | तुम देखे गए हो |
| | તું દેખાયો છે | તમે દેખાયા છો |
| अ. | वह देखा गया है | वे देखे गए हैं |
| | તે દેખાયો છે | તેઓ દેખાયા છે. |

## (५) अपूर्ण भूतकाल

| | | |
|---|---|---|
| उ. | मैं देखा जाता था | हम देखे जाते थे |
| | હું દેખાતો હતો | અમે દેખાતા હતા |

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| म. | तू देखा जाता था | तुम देखे जाते थे |
| | તું દેખાતો હતો | તમે દેખાતા હતા |
| अ. | वह देखा जाता था | वे देखे जाते थे |
| | તે દેખાતો હતો | તેઓ દેખાતા હતા |

## (६) पूर्ण भूतकाल

| | | |
|---|---|---|
| उ. | मैं देखा गया था | हम देखे गए थे |
| | હું દેખાયો હતો | અમે દેખાયા હતા |
| म. | तू देखा गया था | तुम देखे गए थे |
| | તું દેખાયો હતો | તમે દેખાયા હતા |
| अ. | वह देखा गया था | वे देखे गए थे |
| | તે દેખાયો હતો | તેઓ દેખાયા હતા |

## (७) संभाव्य वर्त्तमानकाल

| | | |
|---|---|---|
| उ. | मैं देखा जाता होऊँ | हम देखे जाते हों |
| | હું દેખાતો હોઉં | અમે દેખાતા હોઈએ |
| म. | तू देखा जाता हो | तुम देखे जाते होओ |
| | તું દેખાતો હોય | તમે દેખાતા હો |
| अ. | वह देखा जाता हो | वे देखे जाते हों |
| | તે દેખાતો હોય | તેઓ દેખાતા હોય |

## (८) संभाव्य भूतकाल

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| उ. | मैं देखा गया होऊँ | हम देखे गए हों |
| | હું દેખાયો હોઉં | અમે દેખાયા હોઇએ |
| म. | तू देखा गया हो | तुम देखे गए होओ |
| | તું દેખાયો હોય | તમે દેખાયા હો |
| अ. | वह देखा गया हो | वे देखे गए हों |
| | તે દેખાયો હોય | તેઓ દેખાયા હોય |

## (९) संभाव्य भविष्यत्काल

| | | |
|---|---|---|
| उ. | मैं देखा जाऊँ | हम देखे जाएँ, जावें, जायँ |
| | હું દેખાઉં | અમે દેખાઇએ |
| म. | तू देखा जाए, जावे, जाय | तुम देखे जाओ |
| | તું દેખાય | તમે દેખાઓ |
| अ. | वह देखा जाए, जावे, जाय | वे देखे जाएँ, जावें, जायँ |
| | તે દેખાય | તેઓ દેખાય |

## (१०) संदिग्ध वर्त्तमानकाल

| | | |
|---|---|---|
| उ. | मैं देखा जाता होऊँगा | हम देखे जाते होंगे |
| | હું દેખાતો હોઈશ | અમે દેખાતા હોઇશું |
| म. | तू देखा जाता होगा | तुम देखे जाते होगे |
| | તું દેખાતો હોઈશ–હશે | તમે દેખાતા હશો |
| अ. | वह देखा जाता होगा | वे देखे जाते होंगे |
| | તે દેખાતો હશે | તેઓ દેખાતા હશે |

## (११) संदिग्ध भूतकाल

| पु. | एकवचन | बहुवचन |
|---|---|---|
| उ. | मैं देखा गया होऊँगा | हम देखे गए होंगे |
| | હું દેખાયો હોઇશ | અમે દેખાયા હોઈશું |
| म. | तू देखा गया होगा | तुम देखे गए होगे |
| | તું દેખાયો હોઇશ–હશે | તમે દેખાયા હશો |
| अ. | वह देखा गया होगा | वे देखे गए होंगे |
| | તે દેખાયો હશે | તેઓ દેખાયા હશે |

## (१२) प्रत्यक्ष विधि–काल

| | | |
|---|---|---|
| उ. | मैं देखा जाऊँ | हम देखे जाएँ, जावें, जायँ |
| | હું દેખાઉં | અમે દેખાઇએ |
| म. | तू देखा जा | तुम देखे जाओ |
| | તું દેખા | તમે દેખાઓ |
| अ. | वह देखा जाए, जावे, जाय | वे देखे जाएँ, जावें, जायँ |
| | તે દેખાય | તેઓ દેખાય |

## (१३) परोक्ष विधि–काल

| | | |
|---|---|---|
| म. | तू देखा जाना, जाइयो | तुम देखे जाना, जाइयो |
| | તું દેખાજે, તારે દેખાવું | તમે દેખાજો, તમારે દેખાવું |

(कर्मवाच्यमां बहुधा आदरसूचक विधिनां रूप મળી આવતાં નથી.)

## (१४) सामान्य संकेतार्थकाल

| पु. | एकवचन | बहुवचन |
| --- | --- | --- |
| उ. | मैं देखा जाता | हम देखे जाते |
| | હું દેખાત | અમે દેખાત |
| म. | तू देखा जाता | तुम देखे जाते |
| | તું દેખાત | તમે દેખાત |
| अ. | वह देखा जाता | वे देखे जाते |
| | તે દેખાત | તેઓ દેખાત |

## (१५) अपूर्ण संकेतार्थकाल

| | | |
| --- | --- | --- |
| उ. | मैं देखा जाता होता | हम देखे जाते होते |
| | હું દેખાતો હોત | અમે દેખાતા હોત |
| म. | तू देखा जाता होता | तुम देखे जाते होते |
| | તું દેખાતો હોત | તમે દેખાતા હોત |
| अ. | वह देखा जाता होता | वे देखे जाते होते |
| | તે દેખાતો હોત | તેઓ દેખાતા હોત |

## (१६) पूर्ण संकेतार्थकाल

| | | |
| --- | --- | --- |
| उ. | मैं देखा गया होता | हम देखे गए होते |
| | હું દેખાયો હોત | અમે દેખાયા હોત |
| म. | तू देखा गया होता | तुम देखे गए होते |
| | તું દેખાયો હોત | તમે દેખાયા હોત |
| अ. | वह देखा गया होता | वे देखे गए होते |
| | તે દેખાયો હોત | તેઓ દેખાયા હોત |

## પ્રશ્ન.

૧ હિંદીમાં વાચ્ય કેટલા અને કયા કયા છે ?
૨ મૂળભેદનો હિંદીના કયા વાચ્યમાં સમાવેશ થાય છે ?
૩ कर्मवाच्यनां રૂપો કેવી રીતે બને છે ?

## શબ્દો.

ઉત્તમ—उत्तम
જંગલ—जंगल
બધી જગ્યાએ—सब जगह
જીતવું—जीतना
આંકવું—आंकना
કાપવું—काटना
છાપવું—छापना
કયારી—क्यारी
પ્રચલિત—प्रचलित
રીત—रीति
કચરવું—कुचलना
બોજો—बोझा

## વાકયો.

૧ હિંદુસ્તાનમાં ગાય બધાથી ઉત્તમ ગણાય છે. ૨ કોહીનુર હીરાની કિંમત ત્રીસ લાખ રૂપીઆ અંકાય છે. ૩ મારાથી રોટલી ખવાય છે. ૪ અમારાથી ચોપડી લખાઈ. ૫ મગનથી આ કામ કરાશે. ૬ તેનાથી ક્રિકેટ રમાશે. ૭ જંગલમાં સિંહ મરાયો છે. ૮ કાગળ લખાતો હતો. ૯ હિંદુસ્તાન જીતાયું હતું. ૧૦ તેનું માથું કપાયું હશે. ૧૧ હિંદીનું પુસ્તક છપાયું છે. ૧૨ પાણી કુવામાંથી ખેંચાય છે. ૧૩ ગંગાથી હવે કામ કરાતું નથી ૧૪ રોગીથી અન્ન ખવાતું નથી. ૧૫ અમારાથી તમારી વાત સંભળાશે નહિ. ૧૬ ક્યારી સીંચાય છે. ૧૭ આ રીત પ્રચલિત કરવામાં આવી. ૧૮ તે

કામ છોકરાથી કરાવ્યું હશે. ૧૯ હવા બનાવવામાં આવી છે. ૨૦ મારાથી આ બોજો ઉઠાવાશે નહિ. ૨૧ તેને ઉતરાવી લેવામાં આવશે. ૨૨ મારો હાથ કચરાયો છે. ૨૩ વિદ્વાન બધી જગ્યાએ પૂજાય છે. ૨૪ ચોર પકડાયો છે. ૨૫ આજ હુકમ સંભળાશે. ૨૬ તમને આ લખવામાં આવે છે. ૨૭ વીસ ઉત્તમ વાતોઓ એમાં છાપવામાં આવી છે.

નીચેનાં વાક્યોને कर्मवाच्यमां મૂકો.

१ सौदागर कुत्ते को बहुत प्यार करता था । २ वहां रुपयों की थैली रक्खी. । ३ रत्नसिंह ने उसे धन्यवाद दिया. । ४ घोड़ा गाड़ी खींचता है । ५ बाबर ने इब्राहीम के कुटुंब के साथ भलमंसी का बर्ताव किया । ६ काशी के जटाशंकर ने पैंतीस किताबें लिखी थीं । ७ मेरे पिता ने गंगाजी में स्नान किया है । ८ राजा को भेट दी. । ९ विद्यार्थी को गणित सीखाया । १० यह काम किसने किया होगा ?

## પાઠ ૩૨.

### અકર્મક શક્યભેદ—भाववाच्य.

અકર્મક ક્રિયાપદના શક્યભેદને હિંદીમાં સામાન્ય રીતે भाववाच्य કહે છે. એ આપણે પાછલા પાઠમાં જોઈ ગયા. હવે તે સંબંધી વિશેષ હકીકત જોઈએ.

भाववाच्य બનાવવાની રીત—અકર્મક ક્રિયાપદના भूतकालिक कृदंतની આગળ जाना ક્રિયાપદનાં રૂપો મૂકવાથી भाववाच्य બને છે.

ભાવવાચ્ય તે અકર્મક ક્રિયાપદનાં રૂપ છે અને તે કર્મ-વાચ્ય જેવાં હોય છે. ભાવવાચ્ય ક્રિયાપદમાં કર્મ હોતું નથી. અને તેનો કર્તા કરણ વિભક્તિમાં આવે છે.

ભાવવાચ્ય ક્રિયાપદ હંમેશાં ત્રીજા પુરુષ, નરજાતિ એક-વચનમાં રહે છે. જેમકે, हमसे चला न गया. रातभर किसीसे जागा नहीं जाता.

ભાવવાચ્ય ક્રિયાપદ સદા ભાવે પ્રયોગમાં આવે છે અને તેનો ઉપયોગ અશકયતાના અર્થમાં 'न' અથવા 'नहीं'ની સાથે થાય છે. તે બધા કાળ અને કૃદંતોમાં આવતું નથી. જ્યારે અકર્મક ક્રિયાપદના आदरसूचक विधि कालनું રૂપ संभाव्य भविष्यत्कालના અર્થમાં આવે છે ત્યારે તે ભાવવાચ્ય હોય છે. જેમકે, मन में जाती है कि सब छोड़ छोड़ बैठ रहिए. આ ભાવવાચ્ય ક્રિયાપદ પણ ભાવેપ્રયોગમાં આવે છે.

અહીં ભાવવાચ્ય ક્રિયાપદનાં તેજ રૂપો આપવામાં આવ્યાં છે કે જેઓમાં તેનો પ્રયોગ થાય છે.

| कर्तृवाच्य धातु | भाववाच्य धातु |
|---|---|
| चल—ચાલ | चला जा—ચલા |

## चला जा धातु-भावे प्रयोग

### (१) सामान्य वर्तमानकाल

| पु. | | एकवचन |
|---|---|---|
| उ. मुझसे, हमसे | મારાથી, અમારાથી | चला जाता है ચલાય છે. |
| म. तुझसे, तुमसे | તારાથી, તમારાથી | |
| अ. उससे, उनसे | તેનાથી, તેમનાથી. | |

## (२) सामान्य भूतकाल

पु. एकवचन

| | | |
|---|---|---|
| उ. मुझसे, हमसे મારાથી, અમારાથી | | |
| म. तुझसे, तुमसे તારાથી, તમારાથી | } | चला गया ચલાયું |
| अ. उससे, उनसे તેનાથી, તેમનાથી | | |

## (३) सामान्य भविष्यत्काल

| | | |
|---|---|---|
| उ. मुझसे, हमसे મારાથી, અમારાથી | | |
| म. तुझसे, तुमसे તારાથી, તમારાથી | } | चला जावेगा, जाएगा, जायगा ચલાશે |
| अ. उससे, उनसे તેનાથી, તેમનાથી | | |

## (४) पूर्ण वर्त्तमानकाल

| | | |
|---|---|---|
| उ. मुझसे, हमसे મારાથી, અમારાથી | | |
| म. तुझसे, तुमसे તારાથી, તમારાથી | } | चला गया है ચલાયું છે |
| अ. उससे, उनसे તેનાથી, તેમનાથી | | |

## (५) अपूर्ण भूतकाल

| | | |
|---|---|---|
| उ. मुझसे, हमसे મારાથી, અમારાથી | | |
| म. तुझसे, तुमसे તારાથી, તમારાથી | } | चला जाता था ચલાતું હતું |
| अ. उससे, उनसे તેનાથી, તેમનાથી | | |

## (६) पूर्ण भूतकाल

| | | |
|---|---|---|
| उ. मुझसे, हमसे મારાથી, અમારાથી | | |
| म. तुझसे, तुमसे તારાથી, તમારાથી | } | चला गया था ચલાયું હતું |
| अ. उससे, उनसे તેનાથી, તેમનાથી | | |

## (७) संभाव्य वर्त्तमानकाल

| | | |
|---|---|---|
| उ. मुझसे, हमसे મારાથી, અમારાથી | | |
| म. तुझसे, तुमसे તારાથી, તમારાથી | } | चला जाता हो ચલાતું હોય |
| अ. उससे, उनसे તેનાથી, તેમનાથી | | |

### (८) संभाव्य भूतकाल

| पु. | | | एकवचन |
|---|---|---|---|
| उ. | मुझसे, हमसे | મારાથી, અમારાથી | चला गया हो<br>ચલાયું હોય |
| म. | तुझसे, तुमसे | તારાથી, તમારાથી | |
| अ. | उससे, उनसे | તેનાથી, તેમનાથી | |

### (९) संभाव्य भविष्यत्काल

| | | | |
|---|---|---|---|
| उ. | मुझसे, हमसे | મારાથી, અમારાથી | चला जाए, जावे,<br>जाय<br>ચલાય |
| म. | तुझसे, तुमसे | તારાથી, તમારાથી, | |
| अ. | उससे, उनसे | તેનાથી, તેમનાથી, | |

### (१०) संदिग्ध वर्त्तमानकाल

| | | | |
|---|---|---|---|
| उ. | मुझसे, हमसे | મારાથી, અમારાથી | चला जाता होगा<br>ચલાતું હશે |
| म. | तुझसे, तुमसे | તારાથી, તમારાથી | |
| अ. | उससे, उनसे | તેનાથી, તેમનાથી | |

### (११) संदिग्ध भूतकाल

| | | | |
|---|---|---|---|
| उ. | मुझसे, हमसे | મારાથી, અમારાથી | चला गया होगा<br>ચલાયું હશે |
| म. | तुझसे, तुमसे | તારાથી, તમાર:થી | |
| अ. | उससे, उनसे | તેનાથી, તેમનાથી | |

### (१२) सामान्य संकेतार्थ काल

| | | | |
|---|---|---|---|
| उ. | मुझसे, हमसे | મારાથી, અમારાથી | चला जाता<br>ચલાત |
| म. | तुझसे, तुमसे | તારાથી, તમારાથી | |
| अ. | उससे, उनसे | તેનાથી, તેમનાથી | |

## પ્રશ્ન.

૧ ભાવવાચ્ય કેવી રીતે બને છે ?

૨ ભાવવાચ્ય ક્રિયાપદ કયા પ્રયોગમાં રહે છે ?

૩ તેનો ઉપયોગ કેવા અર્થમાં થાય છે ?

૪ ભાવવાચ્ય ક્રિયાપદ હંમેશાં કયા રૂપમાં રહે છે ?

## શબ્દો.

દુર્ગંધ—दुर्गंध     તાપ—धूप

ઊંઘવું—सोना

## વાક્યો.

૧ તેનાથી ચલાતું નથી. ૨ મારાથી આખી રાત જગાશે નહિ. ૩ તમારાથી દોડાયું નહિ. ૪ તમારાથી ઉઠાયું છે. ૫ મારા ભાઇથી કાલે ઊંઘાયું નહોતું. ૬ અમારાથી અહીં રહેવાશે નહિ. ૭ અહીં કેવી રીતે બેસાશે ? ૮ તેનાથી તાપમાં ચલાશે નહિ. ૯ દુર્ગંધને લીધે ત્યાં બેસાતું નથી. ૧૦ મગનથી અમદાવાદ અવાશે નહિ.

નીચેનાં ક્રિયાપદનો વાચ્ય બદલી હિંદી અનુવાદ કરો.

૧ હું દોડું છું. ૨ અમે ચાલતા હતા. ૩ મગન આવ્યો નથી. ૪ તેઓ છૂટ્યા છે. ૫ તું નીકળતો હોઇશ. ૬ પક્ષી ઊડે છે.

# પાઠ ૩૩.

## પ્રયોગ—प्रयोग.

ગુજરાતીમાં જેને પ્રયોગ કહે છે, તેને હિંદીમાં પણ प्रयोग કહે છે. ગુજરાતીમાં જેમ કર્ત્તરિ, કર્મણિ અને ભાવે એમ ત્રણ પ્રયોગ છે, તેમ હિંદીમાં પણ कर्त्तरि, कर्मणि અને भावे એમ ત્રણ પ્રયોગ છે.

આ ત્રણે પ્રયોગ સંબંધી હકીકત પાછલા પાઠોમાં જે તે સ્થળે જરૂર પૂરતી આપી છે. અત્રે તે સંબંધી વિશેષ હકીકત આપવામાં આવે છે.

ક્રિયાપદમાં कर्त्ताની જાતિ, વચન અને પુરુષ પ્રમાણે ફેરફાર થાય તે ક્રિયાપદનો कर्त्तरि प्रयोग કહેવાય છે. જેમકે, लड़की जाती है.

ક્રિયાપદમાં कर्मની જાતિ, વચન અને પુરુષ પ્રમાણે ફેરફાર થાય તે ક્રિયાપદનો कर्मणि प्रयोग કહેવાય છે. જેમકે. लड़के ने पुस्तक पढ़ी.

कर्त्ता અથવા कर्मની જાતિ, વચન અને પુરુષ પ્રમાણે ક્રિયાપદમાં ફેરફાર થતો નથી, અર્થાત્ જે હંમેશાં ત્રીજો પુરૂષ નરજાતિ એકવચનમાં રહે છે તે ક્રિયાપદનો भावे प्रयोग કહે-વાય છે. જેમકે, मुझसे चला नहीं जाता—મારાથી ચલાતું નથી. ( ગુજરાતીમાં ક્રિયાપદ ત્રીજો પુરુષ, નાન્યતરજાતિ, એકવચ-નમાં રહે છે. )

અકર્મક ક્રિયાપદનાં कर्त्तरि અને भावे प्रयोगનાં રૂપ થાય છે.

સકર્મક ક્રિયાપદનાં कर्त्तरि, कर्मणि અને भावे એ ત્રણે પ્રયોગનાં રૂપ થાય છે.

कर्त्तरि प्रयोग નાં રૂપ માત્ર कर्तृवाच्यમાં થાય છે.

कर्मणि प्रयोग નાં રૂપ कर्तृवाच्य અને कर्मवाच्य બંનેમાં થાય છે.

भावे प्रयोगનાં રૂપ कर्तृवाच्य, कर्मवाच्य અને भाववाच्य એ ત્રણેમાં થાય છે.

कर्तृवाच्य ના भावे प्रयोगમાં સકર્મક ક્રિયાપદના કર્તા અને કર્મ બંને સપ્રત્યય રહે છે; અને ક્રિયાપદ અકર્મક હોય તો કર્તા સપ્રત્યય રહે છે. જેમકે, रानी ने सहेलियों को बुलाया–રાણીએ સાહેલીઓને બોલાવી. हमने नहाया है–અમે નાહ્યા છીએ.

कर्मवाच्यના भावे प्रयोगમાં જો કર્તાની આવશ્યકતા હોય તો તેને करण વિભક્તિમાં રાખે છે. જેમકે, मुझसे चला नहीं जाता–મારાથી ચલાતું નથી.

भाववाच्य भावे प्रयोगમાં હંમેશાં અકર્મક ક્રિયાપદ આવે છે.

## પ્રશ્ન.

૧ હિંદીમાં प्रयोग કેટલા અને કયા કયા છે?

૨ कर्मणि प्रयोगનાં કયા કયા वाच्यનાં રૂપ થાય છે?

૩ मैंने पुस्तक लिखी આમાં ક્રિયાપદનો કયો वाच्य અને કયો प्रयोग છે?

૪ कर्तृवाच्य भावे प्रयोगનો એક દાખલો આપો.

## શબ્દો.

સાહેલી-सहेली સિપાઈ—सिपाही લડાઈ—लड़ाई

## વાક્યો.

૧ ભાઈને મોકલવામાં આવ્યો. ૨ ગંગાને બોલાવવામાં આવી. ૩ શેઠાણીએ દાસીઓને બોલાવી. ૪ મારાથી ચલાતું નથી. ૫ સિપાઈઓને લડાઇમાં મોકલવામાં આવ્યા. ૬ અમારાથી અહીં બેસાશે નહિ. ૭ માએ બેનોને મોકલી. ૮ ૮ નળે દમયંતીને બહુ સમજાવી. ૯ તેણે મને ફસાવી. ૧૦ તેનાથી પર્વત પર ચઢાશે નહિ.

---

# પાઠ ૩૪.

## પ્રયોજ્ય—प्रेरणार्थ.

હિંદીમાં ધાતુ બે પ્રકારના છે. મૂળ ધાતુ અને प्रेरणार्थक धातु.

જે ધાતુ બીજા કોઇ શબ્દથી બનેલા ન હોય તેમને મૂળ ધાતુ કહે છે. જેમકે, कर, लिख, पढ़, सुन.

મૂળ ધાતુના જે વિકારી રૂપથી ક્રિયાના વ્યાપારમાં कर्ता પર કોઇની પ્રેરણા સમજાય છે, તેને प्रेरणार्थक ધાતુ કહે છે. જેમકે, करा, लिखा, पढा, सुना. पंडित लोगों को कथा सुनाते है. पंडित शिष्य से लोगों को कथा सुनवाते है.

प्रेरणार्थने ગુજરાતીમાં પ્રયોજ્ય કહે છે.

आना, जाना, सकना, होना, रुचना વગેરે ક્રિયાપદોના ધાતુઓનાં प्रेरणार्थक રૂપ થતાં નથી. બાકીનાં બધાં ક્રિયાપદોનાં प्रेरणार्थकનાં બબ્બે રૂપો બને છે. પહેલું રૂપ બહુધા સકર્મક ક્રિયાપદનાજ અર્થમાં આવે છે, અને બીજા રૂપથી

યથાર્થ પ્રેરણા સમજાય છે. જેમકે, कारीगर घर गिराता है. कारीगर नौकर से घर गिरवाता है.

प्रेरणार्थना પહેલા રૂપને ગુજરાતીમાં પ્રયોજ્ય અને બીજા રૂપને દ્વિત્વ પ્રયોજ્ય કહે છે.

प्रेरणार्थक ક્રિયાપદો બનાવવાના નિયમો નીચે આપવામાં આવ્યા છે.

(૧) મૂળ ધાતુના અંતમાં आ જોડવાથી પહેલું प्रेरणार्थक રૂપ અને वा જોડવાથી બીજું प्रेरणार्थक રૂપ બને છે.

| मू. धा. | प्र. प्रे. | द्. प्रे. |
|---|---|---|
| उठना—ઉઠવું | उठाना—ઉઠાડવું | उठवाना—ઉઠાડાવવું |
| औटना—ઉકળવું | औटाना—ઉકાળવું | औटवाना—ઉકાળાવવું |
| गिरना—પડવું | गिराना—પાડવું | गिरवाना—પડાવવું |

(अ) ક્યાંક ક્યાંક બે અક્ષરના ધાતુમાં ऐ અથવા औ ને છોડીને પહેલા અક્ષરના દીર્ઘ સ્વરનો હ્રસ્વ સ્વર થઈ થઇ જાય છે. જેમકે:—

| | | |
|---|---|---|
| ओढ़ना—ઓઢવું | उढ़ाना—ઓઢાડવું | उढ़वाना—ઓઢાડાવવું |
| जागना—જાગવું | जगाना—જગાડવું | जगवाना—જગાડાવવું |
| डूबना—ડૂબવું | डुबाना—ડુબાડવું | डुबवाना—ડુબાડાવવું |

(आ) ત્રણ અક્ષરના ધાતુમાં પહેલા प्रेरणार्थकના બીજા અક્ષરના अ નો ઉચ્ચાર થતો નથી. જેમકે:—

| | | |
|---|---|---|
| चमकना—ચમકવું | चमकाना—ચમકાવવું | चमकवाना—ચમકાવરાવવું |
| पिघलना-પીગળવું | पिघलाना—પીગાળવું | पिघलवाना-પીગળાવરાવવું |
| बदलना—બદલવું | बदलाना—બદલાવવું | बदलवाना—બદલાવરાવવું |

(૨) એકાક્ષરી ધાતુના અંતમાં ला અથવા लवा લગાડાય છે અને દીર્ઘ સ્વરને હ્રસ્વ સ્વર કરી દે છે. જેમકેઃ—

छूना—અડકવું  छुलाना—અડકાવવું  छुलवाना—અડકાવરાવવું
पीना—પીવું  पिलाना—પાવું  पिलवाना—પીવડાવરાવવું
सीना—સીવવું  सिलाना—સીવડાવવું  सिलवाना—સીવડાવરાવવું

(૩) કેટલાક ધાતુઓનું પહેલું પ્રેરણાર્થક રૂપ ला અથવા आ લગાડવાથી બને છે. જેમકેઃ—

कहना—કહેવું  कहाना या कहलाना-કહેવડાવવું
कहवाना—કહેવડાવરાવવું

दिखना—દેખવું दिखाना या दिखलाना—દેખાડવું
दिखवाना—દેખાડાવવું

सीखना—શીખવું सिखाना या सिखलाना—શીખવવું
सिखवाना—શીખવરાવવું

અકર્મક ધાતુઓના નીચે લખેલા નિયમ પ્રમાણે સકર્મક ધાતુ બને છે.

(૧) ધાતુના આદ્ય સ્વરને દીર્ઘ કરવાથી. જેમકેઃ—

कटना—કપાવું  काटना—કાપવું
दबना—દબાવું  दाबना—દાબવું
मरना—મરવું  मारना—મારવું

(૨) ત્રણ અક્ષરનાં ધાતુમાં બીજા અક્ષરનો સ્વર દીર્ઘ થાય છે. જેમકેઃ—

निकलना—નીકળવું　　निकालना—કાઢવું

उखड़ना—ઉખડવું　　उखाड़ना—ઉખાડવું

बिगड़ना—બગડવું　　बिगाड़ना—બગાડવું

(૩) કોઇ કોઈ ધાતુના આદ્ય इ કે उ નો ए કે ओ કરવાથી. જેમકે:—

फिरना—ફરવુ　　फेरना—ફેરવવું

खुलना—ઉઘડવું　　खोलना—ઉઘાડવું

मुड़ना—વળવું　　मोड़ना—વાળવું

(૪) કેટલાક ધાતુના અંત્ય ट ને બદલે ड़ થઈ જાય છે. જેમકે:—

छूटना—છૂટવું　　छोड़ना—છોડવું

टूटना—તૂટવું　　तोड़ना—તોડવું

फटना—ફાટવું　　फाड़ना—ફાડવું

(૫) बिकना નું સકર્મક बेचना અને रहना નું रखना થાય છે.

## પ્રશ્ન.

૧ प्रेरणार्थक રૂપ એટલે શું ?

૨ प्रेरणार्थ ને ગુજરાતીમાં શું કહે છે ?

૩ નીચે લખેલાં ક્રિયાપદોનાં प्रेरणार्थक રૂપ બનાવો.

सूखना, गड़ना, फूटना, धोना, लेटना, चलना.

## શબ્દો.

કથા—कथा　　ગણત્રી—गिनती

ઉપદ્રવ—उपद्रव　　અઠવાડીઉં—हफ्ता

| | |
|---|---|
| સજ્જન—सज्जन | તરસ્યો—प्यासा |
| પુછડી—पूँछ | મચાવવું—मचाना |
| ધર્મ—धर्म | ગ્રંથકાર—ग्रंथकार |
| બચ્ચું—बच्चा | હલાવવું—हिलाना |
| ગુરૂ—गुरु | વિદ્યાર્થી—विद्यार्थी |

## વાકયો.

૧ પંડિત કથા સંભળાવે છે. ૨ અહલ્યાબાઇએ ગંગાધરને પોતાનો દિવાન બનાવ્યો. ૩ છોકરાએ કપડાં સીવડાવ્યાં. ૪ તરસ્યાને પાણી પાઓ. ૫ બાપે છોકરાને વાત સંભળાવી. ૬ બચ્ચાને રોટલી ખવરાવો. ૭ એવાજ સજ્જન ગ્રંથકાર કહેવાય છે. ૮ દેવદત્તે યજ્ઞદત્તને વ્યાકરણ ભણાવ્યું હતું. ૯ ગુરૂ વિદ્યાર્થીને ગણત્રી શીખવે છે. ૧૦ કુતરો પુછડી હલાવે છે. ૧૧ તેણે આવતાં જ ઉપદ્રવ મચાવ્યો. ૧૨ મેં ચપ્પુથી ફળ કાપ્યું છે. ૧૩ સાત દિવસનું એક અઠવાડીઉં કહેવાય છે. ૧૪ તે દૂધ ઉકાળે છે. ૧૫ મેં તેને જગાડયો. ૧૬ અમે ચોપડીઓ બદલાવરાવીશું. ૧૭ હું તેને મારો હાથ અડકાડું છું. ૧૮ હું ગાડી ચલાવતો હતો. ૧૯ અમે તેને નિશાળમાં બેસાડીશું. ૨૦ તેણે કાગળ ફાડયો હશે. ૨૧ અમે તેને રૂપીયા અપાવરાવ્યા. ૨૨ તેણે પોતાનો ધર્મ ફેલાવ્યો છે. ૨૩ અમે તેને બહુ સમજાવરાવ્યો. ૨૪ પ્રભુ આપણને જીવાડે છે.

# પાઠ ૩૫.

## સંયુક્ત ક્રિયાપદ—संयुक्त क्रियाएँ.

ધાતુઓનાં કેટલાંક વિશેષ કૃદંતોની આગળ (વિશેષ અર્થમાં) કોઇ કોઈ ક્રિયાપદો જોડવાથી જે ક્રિયાપદો બને છે, તેમને संयुक्त क्रियाएँ (સંયુક્ત ક્રિયાપદ) કહે છે. જેમકે, करने लगना—કરવા લાગવું, जा सकना—જઈ શકવું. આ દાખલાઓમાં करने અને जा એ કૃદંતો છે અને તેમની આગળ लगना અને सकना એ ક્રિયાપદો જોડવામાં આવ્યાં છે.

संयुक्त ક્રિયાપદોમાં મુખ્ય ક્રિયાપદનું કૃદંત હોય છે અને સહાયકારક ક્રિયાપદનાં કાળનાં રૂપ હોય છે. રૂપ પ્રમાણે સંયુક્ત ક્રિયાપદો આઠ પ્રકારનાં હોય છે.

(૧) क्रियार्थक संज्ञा ના મળવાથી બનેલાં. જેમકે,
मुझे दवा पीनी पड़ेगी.

(२) वर्त्तमानकालिक कृदंत ના મળવાથી બનેલાં. જેમકે,
मेरे पिता जाते रहे.

(३) भूतकालिक कृदंत ના મળવાથી બનેલાં. જેમકે,
वह चला गया.

(४) पूर्वकालिक कृदंत ના મળવાથી બનેલાં. આ कृदंत ના યોગથી ત્રણ પ્રકારનાં સંયુક્ત ક્રિયાપદો બને છે. अवधारणबोधक, शक्तिबोधक અને पूर्णताबोधक.

(अ) अवधारणबोधक ક્રિયાપદથી મુખ્ય ક્રિયાપદના અર્થમાં વધારે નિશ્ચય થાય છે. નીચે લખેલાં સહાયકારી ક્રિયાપદો આ અર્થમાં આવે છે.

उठना—रो उठना
बैठना—चढ़ बैठना
आना—बादल घिर आए
जाना—खा जाना
लेना—कर लेना
देना—छोड़ देना
पड़ना—गिर पड़ना
डालना—तोड़ डालना
रहना—लड़के खेल रहे हैं

(ख) शक्तिबोधक ક્રિયાપદો 'सकना' ના યોગથી બને છે. જેમકે, खा सकना, मार सकना, दौड़ सकना.

(क) पूर्णताबोधक ક્રિયાપદો 'चुकना'ના યોગથી બને છે. જેમકે, खा चुकना, पढ़ चुकना, दौड़ चुकना.

(५) अपूर्ण क्रियाद्योतक कृदंतના મળવાથી બનેલાં. આ कृदंतની આગળ बनना ક્રિયાપદના જોડાવાથી આ જાતનાં સંયુક્ત ક્રિયાપદો બને છે. જેમકે, उससे चलते नहीं बनता.

(६) पूर्ण क्रियाद्योतक कृदंत ના મળવાથી બનેલાં. જેમકે, पढ़े जाओ. वह कपड़ा दिये देता है.

(७) संज्ञा या विशेषण ના યોગથી બનેલાં. જેમકે, भस्म होना. भस्म करना. दिखाइ देना.

(८) पुनरुक्त संयुक्त क्रियाएँ—જ્યારે બે સમાન અર્થવાળાં અથવા સમાન અવાજવાળાં ક્રિયાપદોનો સંયોગ થાય છે, ત્યારે તેમને पुनरुक्त संयुक्त क्रियाएँ-પુનરૂક્ત સંયુક્ત ક્રિયાપદો કહે છે. જેમકે, पढ़ना-लिखना. समझना-बुझना. पूछना-ताछना. આ ક્રિયાપદોમાં બંને ક્રિયાપદોનું રૂપાંતર થાય છે, પરંતુ સહાયકારક ક્રિયાપદ ફક્ત પાછલા ક્રિયાપદની સાથે આવે છે. જેમકે, अपना काम देखो-भालो. यह वहां जाया-आया करता है.

સંયુક્ત ક્રિયાપદોમાં કદી કદી સહાયકારી ક્રિયાપદના કૃદંતની આગળ બીજું સહાયકારક ક્રિયાપદ આવે છે; જેથી ત્રણ અથવા ચાર શબ્દોનું પણ સંયુક્ત ક્રિયાપદ બની જાય છે. જેમકે, इसकी तत्काल सफाई कर लेना चाहिए. हम यह पुस्तक उठा ले जा सकते है.

સંયુક્ત ક્રિયાપદોમાં નીચે લખેલાં ક્રિયાપદો આવે છે. आना, उठना, करना, चाहना, चुकना, जाना, देना, डालना, पड़ना, पाना, बनना, रहना, लगना, लेना, सकना, होना. એમાંથી બહુધા सकना અને चुकना સિવાય બાકીનાં ક્રિયાપદો સ્વતંત્ર પણ છે, અને અર્થ પ્રમાણે બીજાં સહાયકારી ક્રિયાપદો સાથે મળીને પોતે સંયુક્ત ક્રિયાપદો પણ થઇ શકે છે.

## પ્રશ્ન.

૧ સંયુક્ત ક્રિયાપદ એટલે શું ?

૨ સંયુક્ત ક્રિયાપદ કેટલા પ્રકારનાં હોય છે ?

૩ સંયુક્ત ક્રિયાપદ આવે એવાં બે વાક્યો બનાવો.

## શબ્દો.

અચંબો—अचंभा
અટકવું—अटकना
પળ— पल
શાંતિપૂર્વક—शांतिपूर्वक
અજવાળું—उजाला
પ્રદર્શન—प्रदर्शन
નિર્દોષ—निर्दोष
અધિકારી—अधिकारी
ઘટવું—घटना
એકબીજાની સાથે—एक दूसरे के साथ

કલાક—घंटा
ન્યાયાધીશ—न्यायाधीश
શ્રીમાન—श्रीमान
વ્યવહાર—व्यवहार
બિચારો—बेचारा
ગળું—गला
હવા—हवा
ફૂલવું—फूलना
ભીડ—भीड
નક્કી કરવું—निश्चित करना
હાડકું—हड्डी, हाड
દાભ—कुश
સંપૂર્ણ—संपूर्ण
ધીમે ધીમે—धीरे धीरे
ખેતીવાડી—खेतीबाडी
સત્કાર—सत्कार
ગ્રીષ્મઋતુ—ग्रीष्मऋतु
કોલેરા—हैजा
ગાઉ—कोस
હાથ—हाथ
દેહાંત—देहांत
જાતિદ્વેષ—जातिद्वेष
સંખ્યા—संख्या, तादाद
સંગ્રહસ્થાન—अजायब घर
ગૃહસ્થાશ્રમ—गृहस्थाश्रम
વિદાય—बिदा
ક્રમે ક્રમે—क्रमशः

## વાક્યો.

૧ હું એક કલાકમાં ત્રણ ગાઉ ચાલી શકું છું. ૨ ખાતાં ખાતાં એક વરૂના ગળામાં હાડકું અટકી ગયું. ૩ તમારે કામ કરવું પડશે. ૪ ન્યાયાધીશે તેને નિર્દોષ ગણી છોડી દીધો. ૫ ભર્તૃહરિએ પોતાના ગૃહસ્થાશ્રમથી દુઃખી થઇને સંસાર છોડી દીધો હતો. ૬ એક દિવસ એક વાઘ તળાવમાં નાહી, હાથમાં દાભ લઇ રસ્તામાં આવી બેઠો. ૭ કાશીના રાજાએ કોશળ દેશનાં રાજા રાણીને મારી નાખીને તેમનું

રાજ્ય લઇ લીધું હતું. ૮ તમારા દેખાવાથી જ અમારો સત્કાર થઈ ગયો. ૯ હવાના વિના અમે એક પળ પણ જીવી શકત નહિ. ૧૦ શ્રીમાન રાજા કીર્તિશાહ બહાદુરનો દેહાંત થઈ ગયો. ૧૧ શ્રીકૃષ્ણજીએ બ્રાહ્મણને વિદાય કર્યો અને પોતે ચાલવાનો વિચાર કરવા લાગ્યા. ૧૨ તેમણે હવે એ ઇચ્છયું કે અધિકારીઓને પ્રજાજ નક્કી કર્યા કરે. ૧૩ જે છોડવા-ઓને તું સીંચી ચુકી છે, તેઓ ગ્રીષ્મ ઋતુમાં ફૂલશે. ૧૪ ગાડી ચાલી ગઇ? ૧૫ મંત્રી રાજા થઇ ગયો. ૧૬ તેણે મને બોલવા ન દીધો. ૧૭ તું અહીંથી જવા પામીશ નહિ. ૧૮ ઝાડ વધતું ગયું. ૧૯ પાણી વરસતું રહેશે. ૨૦ તેણે કાગળ ફાડી નાખ્યો. ૨૧ તે હસી પડયો. ૨૨ તેઓ આવી ચુકયા છે. ૨૩ સંપૂર્ણ પ્રજા હવે શાંતિપૂર્વક એક બીજાની સાથે વ્યવહાર કરે છે અને જાતિદ્વેષ ક્રમે ક્રમે ઘટતો જાય છે. ૨૪ લાખો માણસો કૉલેરાથી મરી જાય છે. ૨૫ જોના-રાઓની ભીડ વધી ગઇ. ૨૬ ધીમે ધીમે અજવાળું થવા લાગ્યું. ૨૭ સ્ત્રી પડતાંજ મરી ગઇ. ૨૮ એમાં તે બિચારો શું કરી શકતો હતો. ૨૯ અહીં આવે મને બે વરસ થઇ ગયાં. ૩૦ એનું ફળ એ થાય છે કે એમની સંખ્યા વધારે થવા પામતી નથી. ૩૧ મનુષ્ય અને કુતરા બધી જગ્યાએ મળી આવે છે. ૩૨ એ પુસ્તકને વાંચીને આપ અચંબામાં પડી જશો. ૩૩ વડોદરાના સંગ્રહસ્થાનમાંથી ઘણી વસ્તુઓ અમદાવાદના ખેતીવાડી પ્રદર્શનમાં મોકલવામાં આવી હતી.

# પાઠ ૩૬.

## ક્રિયાવિશેષણ અવ્યય–क्रियाविशेषण अव्यय.

આપણે ગુજરાતીમાં જેને અવ્યય કહીએ છીએ તેને હિંદીમાં પણ अव्यय કહે છે. ગુજરાતીની માફક હિંદીમાં પણ અવ્યયના ચાર પ્રકાર છે. क्रियाविशेषण (ક્રિયાવિશેષણ), संबंधसूचक (શબ્દયોગી), समुच्चयबोधक (ઉભયાન્વયી) અને विस्मयादिबोधक (કેવળપ્રયોગી.)

क्रियाविशेषणના અર્થ પ્રમાણે ચાર ભેદ થાય છે. स्थानवाचक, कालवाचक, परिमाणवाचक અને रीतिवाचक.

**स्थानवाचक**–સ્થાન (ઠેકાણું) બતાવે છે. यहां–અહીં, वहां–ત્યાં, जहां–જ્યાં, कहां–ક્યાં, तहां–ત્યાં, आगे–આગળ, पीछे–પાછળ, उपर–ઉપર, नीचे–નીચે, तले–તળે, सामने–સામે, साथ–સાથે, बाहर–બહાર, भीतर–અંદર, पास–પાસે, (निकट–નિકટ, समीप–સમીપ), सर्वत्र–સર્વત્ર, इधर–અહીં, उधर–ત્યાં, किधर–ક્યાં, जिधर–જ્યાં, तिधर–ત્યાં, दूर–દૂર, परे–છેટે, अलग–અલગ, दाहिने–જમણા, बाँये–ડાબા, आरपार–આરપાર. इस तरफ–આ તરફ, उस जगह–તે જગ્યાએ.

**कालवाचक**–સમય બતાવે છે. आज–આજ, कल–કાલ, परसों–પરમ દિવસે, तरसों–ત્રીજે દિવસે, नरसों–ચોથે દિવસે, अब–હમણાં, जब–જ્યારે, कब–ક્યારે, तब–ત્યારે, अभी–હજી, कभी–કદી, जभी–જ્યારે જ, तभी–ત્યારે જ, फिर–પછી, तुरत–

तरत, सबेरे—सवारे, पहले—પહેલાં, प्रथम—પ્રથમ, निदान—નિદાન.

आजकल—આજકાલ, नित्य—નિત્ય, सदा—સદા, सतत-સતત, निरंतर—નિરંતર, अब तक—હજી સુધી, कभी कभी—કદી કદી, अब भी—હજી પણ, लगातार—લગાતાર, दिनभर—આખો દિવસ, कबका—ક્યારનો.

बार—बार—વારે વારે, ( बारंबार—વારંવાર ), बहुधा—બહુધા, (अकसर—ઘણું ખરૂં), प्रतिदिन—પ્રતિદિન, (हररोज—દરરોજ), घड़ी घड़ी—ઘડી ઘડી, कई बार,કેટલીક વાર, पहले—પહેલાં, फिर—પછી,

परिमाणवाचक—પરિમાણ ( માપ ) બતાવે છે. बहुत—બહુ, अति—અતિ, बड़ा—મોટું, भारी—ભારે, बहुतायतसे—ઘણે ભાગે, बिलकुल—બીલકુલ, सर्वथा—સર્વથા, निरा—કેવળ, खूब—ખૂબ, पूर्णतया—પૂર્ણ રીતે, निपट—કેવળ, अत्यंत—અત્યંત.

कुछ—કંઈ, लगभग—લગભગ, थोड़ा—થોડું, अनुमान—અનુમાન, प्रायः—ઘણું ખરૂં, जरा—જરા, किंचित्—કિંચિત, केवल—કેવળ, बस—બસ, काफी—પૂરતું, यथेष्ट—યથેષ્ટ, चाहे—ગમે તે, बराबर—બરાબર, ठीक—ઠીક, अस्तु—અસ્તુ, इति—ઇતિ.

अधिक—વધારે, कम—ઓછું, इतना—એટલું, उतना—તેટલું, जितना—જેટલું, कितना—કેટલું, बढ़कर—વધીને, और—બીજું.

थोड़ा थोड़ा—થોડું થોડું, क्रम क्रमसे—ક્રમે ક્રમે, बारी बारीसे—વારાફરતી, यथाक्रम—યથાક્રમે.

रीतिवाचक—રીતિ બતાવે છે. રીતિવાચક ક્રિયાવિશેષણોની

સંખ્યા ગુણવાચક વિશેષણોની પેઠે અનંત છે. જેમનો સમાવેશ ઉપર કહેલા વર્ગોમાં થતો નથી તેમનો સમાવેશ આમાં થાય છે. જેમકે, ऐसे—એવા, वैसे—તેવા, कैसे—કેવા, जैसे—જેવા, तैसे—તેવા, यथा तथा—યથા તથા, धीर—ધીમે, अचानक—અચાનક, सहसा—સહસા, वृथा—નકામું, अनायास—અનાયાસ, सहज—સહેજ, साक्षात्—સાક્ષાત્.

अवश्य—અવશ્ય, सही—ખરા, सचमुच—ખરેખર, निःसंदेह—નિઃસંદેહ, बेशक—બેશક, अलबत्ता—અલબત્ત, यथार्थमें—યથાર્થમાં, वस्तुतः—વસ્તુતઃ

कदाचित्-કદાચિત્, ( शायद -કદાચ ), बहुत करके—ઘણું કરીને, यथासंभव—યથાસંભવ.

हाँ—હા, जी—જી, ठीक—ઠીક, सच—સાચું, इस लिये—એ માટે, क्यों—કેમ, काहेको—શાને, न—ન, नहीं—નહિ, मत—ના. तो—તો, ही—જ, मात्र—માત્ર, भर—આખો, तक—સુધી, ज्यों—જેમ, त्यों—તેમ, यों—એમ.

કેટલાંક ક્રિયાવિશેષણોના વિશેષ અર્થ અને પ્રયોગનાં ઉદાહરણો આપવામાં આવ્યાં છે.

परसों, कल—એમનો પ્રયોગ ભૂત અને ભવિષ્ય બંને કાળોમાં થાય છે. જેમકે, लड़का कल आया और परसों जायगा.

आगे, पीछे, पास, दूर—એ અને એમનાં સમાનાર્થક સ્થાનવાચક ક્રિયાવિશેષણો કાલવાચક પણ છે. જેમકે, गाँव पास है या दूर ? ( स्थानवाचक ). दिवाली पास आ गई. विवाह का समय अभी दूर है. (कालवाचक)

कभी—એનાથી અનિશ્ચિત કાળનો બોધ થાય છે. જેમકે, हमसे कभी मिलना. कभी અને कदापि નો પ્રયોગ બહુધા નિષેધવાચક શબ્દોની સાથે થાય છે. જેમકે, ऐसा काम कभी मत करना.

कहीं અનિશ્ચિત સ્થાનના અર્થ સિવાય अधिक અને कदाचित् ના અર્થમાં પણ વપરાય છે. જેમકે, पर मुझसे वह कहीं सुखी है. જુદાં જુદાં વાકયોમાં कहींથી વિરોધ બતાવાય છે. कहीं धूप कहीं छाया.

આશ્ચર્યમાં कहींનો પ્રયોગ कभी ના જેવો થાય છે. જેમકે, कहीं डूबे भी तिरे हैं.

परे—એનો પ્રયોગ તિરસ્કારના અર્થમાં થાય છે. જેમકે, परे हट.

क्यों कर—એનો અર્થ कैसे થાય છે. જેમકે, यह काम क्यों कर होगा.

न, नहीं—જે ક્રિયાપદોની સાથે न અને नहीं બંને આવી શકે છે ત્યાં 'न' થી ફકત નિષેધ અને नहींથી નિષેધનો નિશ્ચય બતાવાય છે. જેમકે, वह न आया. वह नहीं आया.

न પ્રશ્નવાચક અવ્યય પણ છે. જેમકે, सब करेगा न ?
न કદી કદી નિશ્ચયના અર્થમાં પણ આવે છે. જેમકે, मैं तुझे देखता हूँ न.

પ્રશ્નના નિષેધવાચક ઉત્તરમાં नहीं આવે છે. જેમકે, तुमने उसे रुपया दिया था ? नहीं

तो—એનાથી નિશ્ચય અને આગ્રહ બતાવાય છે. એ કોઇ પણ શબ્દના વર્ગની સાથે આવી શકે છે. જેમકે, तुम वहां गए तो थे. એની સાથે नहीं અને भी આવે છે, ત્યારે એ સંયુક્ત શબ્દ ( नहीं तो, तो भी ) समुच्चयबोधक થાય છે.

यदि ની સાથે બીજા વાકયમાં આવી 'तो' समुच्चयबोधक થાય છે. જેમકે, यदि वह न आया होता तो मैं चला जाता.

ही એ પણ तो ની પેઠે કોઇ પણ શબ્દના વર્ગની સાથે આવી નિશ્ચય બતાવે છે. કયાંક એ પહેલા શબ્દની સાથે સંયોગદ્વારા મળી જાય છે. જેમકે अब+ही=अभी, कब+ही =कभी, तुम+ही=तुम्हीं, सब+ही=सभी, किस+ही=किसी, ઉદા. एक ही दिन में. दिन में ही.

भर—એ કદી કદી सब ના અર્થમાં આવે છે. જેમકે, कोई उसके राज्यभर में भूखा नहीं सोता. કયાંક કયાંક એનો અર્થ केवल થાય છે. જેમકે, मेरे पास कपड़ा भर है.

तक—એ અધિકતાના અર્થમાં વપરાય છે. જેમકે, बंग देश में कमिश्नर तक अपनी भाषा में पुस्तक रचना करते है. કદી કદી સીમાના અર્થમાં પણ એ વપરાય છે. જેમકે, इस काम के दस रुपये तक मिल सकते हैं. નિષેધાર્થ વાકયમાં તેનો અર્થ ही થાય છે. જેમકે, उसे देखा तक नहीं है.

## પ્રશ્ન.

૧ હિંદીમાં અવ્યયના કેટલા અને કયા કયા પ્રકાર છે ?

૨ ઠેકાણું બતાવનારાં થોડાંક અવ્યય બોલો.

૩ किसी કયા કયા શબ્દો મળીને બનેલું છે ?

૪ कभी કયારે વપરાય છે ?

## શબ્દો.

સમાજ— समाज
પગાર— तनख़्वाह
વનવાસી—वनवासी
ફેરફાર—परिवर्त्तन
તપોવન—तपोवन
અવશ્ય—अवश्य
દેશહિતૈષી—देशहितैषी
રહીશ—बाशिंदे
ભૂમિ—भूमि
નુકસાન—हानि
સર્વત્ર—सर्वत्र
ભૂષણ—भूषण
ઝગડો—झगड़ा
ચિહ્ન—चिह्न

## વાકયો.

૧ પરમ દિવસે હું અમદાવાદ ગયો હતો. ૨ કાલ મારા મોટા ભાઈ મુંબઇ જવાના છે. ૩ વિવાહનો વખત હજી દૂર છે. ૪ દિવાળી પાસે આવી ગઈ. ૫ એવું કામ કદી ન કરવું કે જેથી સમાજને નુકસાન પહોંચે. ૬ તું બધું કરશે ને? ૭ તેઓ ત્યાં આવ્યા તો હતા. ૮ તમારે અવશ્ય આવવું પડશે. ૯ બોલો તો ખરા. ૧૦ તમે વડોદરાના રહીશ છો? હાજી હું ત્યાંજ રહું છું. ૧૧ એકજ દિવસમાં આટલો ફેરફાર જોઇ હું ઘણો પ્રસન્ન થયો છું ૧૨ ખરેખર જુઠા બરાબર પાપ નથી. ૧૩ રસ્તામાં ઝગડો કરવો નહિ. ૧૪ એમ તો કદી બની શકશે નહિ. ૧૫ અર્જુન તો જાણે બીજા ઇંદ્ર. ૧૬ આપને વખત પૂરતો મળશે. ૧૭ અહીંથી આપનું ગામ કેટલું દૂર છે? ૧૮ બરાબર ત્રણ વાગે આવીશ. ૧૯ આપને પગાર તો વધારે મળે છે. ૨૦ જ્યાં જુઓ ત્યાં રામજ રામ. ૨૧ અમે વારાફરતી કવિતા બોલીશું. ૨૨ હું

તરતજ આપને મળવાને માટે આવવાની ઇચ્છા રાખું છું. ૨૩ નીચે એક નદી વહેતી હતી. ૨૪ તેઓ ઉપર ગયા હશે. ૨૫ હિંદીનો સર્વત્ર પ્રચાર કરવાનો દેશહિતૈષીઓનો વિચાર છે. ૨૬ જ્યાં સુધી બની શકે ત્યાં સુધી દરેક માણસે યાત્રા કરવી જોઇએ. ૨૭ અહીંની ભૂમિ સારી છે. ૨૮ હવે મેં પણ તપોવનનાં ચિહ્ન જોયાં. ૨૯ અમે વનવાસીઓએ એવાં ભૂષણ આગળ કદી જોયાં નહોતાં. ૩૦ તમે લોકો અત્યાર સુધી ક્યાં હતા ?

---

## પાઠ ૩૭.

### શબ્દયોગી અવ્યય—संबंधसूचक अव्यय.

જે અવ્યય નામ અથવા નામના જેવા ઉપયોગમાં આવનાર શબ્દની સાથે આવીને તેનો સંબંધ વાક્યના કોઇ બીજા શબ્દની સાથે મેળવે છે, તેને संबंधसूचक અવ્યય કહે છે. જેમકે, धन के बिना किसीका काम नहीं चलता. કોઈ કોઈ कालवाचक અને स्थानवाचक અવ્યય क्रियाविशेषण હોય છે અને संबंधसूचक પણ હોય છે. જ્યારે તેઓ સ્વતંત્ર રૂપથી ક્રિયાની વિશેષતા બતાવે છે, ત્યારે તેમને क्रियाविशेषण કહે છે; પણ જ્યારે તેમનો પ્રયોગ નામની સાથે થાય છે, ત્યારે તેઓ संबंधसूचक કહેવાય છે. જેમકે, नौकर यहां रहता है (क्रि. वि.). नौकर मालिक के यहां रहता है (सं. सू.). यह काम पहले करना चाहिए (क्रि. वि.). यह काम जानेसे पहले करना चाहिए (सं. सू.).

संबंधसूचक અવ્યયની પહેલાં ઘણુંખરૂં क વિભક્તિ આવે છે. જેમકે, धन के लिये. भूख के मारे. स्वामी के विरुद्ध. उस के पास.

નીચે લખેલાં અવ્યયોના પહેલાં ( સ્ત્રીલિંગના કારણે ) की આવે છે. अपेक्षा, ओर, जगह, नाईं, खातिर, तरह, तरफ, मारफत, बदौलत, संती.

ટીપ—જ્યારે ओरની સાથે સંખ્યાવાચક વિશેષણ આવે છે, ત્યારે की ને બદલે केનો પ્રયોગ થાય છે. જેમકે, नगर के चारों ओर.

आगे, पीछे, तले, बिना વગેરે કેટલાંક संबंधसूचक કદી કદી વિભક્તિ વગરનાં આવે છે. જેમકે, पाँव तले. पीठ पीछे. कुछ दिन आगे. शकुंतला बिना.

मारे, बिना અને सिवा કદી કદી નામના પહેલાં આવે છે. જેમકે, मारे भूख के, सिवा पत्तों के, बिना हवा के. बिना, अनुसार અને पीछे ઘણુંખરૂં भूतकालिक कृदंत ના વિકારી રૂપની આગળ ( વિભક્તિ સિવાય ) આવે છે. જેમકે, ब्राह्मण का ऋण दिये बिना, नीचे लिखे अनुसार, रोशनी हुए पीछे.

संबंधसूचक અવ્યયના પ્રકાર નીચે પ્રમાણે છે.

## कालवाचक

आगे (આગળ), पीछे (પાછળ), बाद (પછી), पहले (પહેલાં), पूर्व (પૂર્વે), अनंतर (પછી), पश्चात् (પછી), उपरांत (ઉપરાંત), लगभग (લગભગ).

## स्थानवाचक

आगे, पीछे, उपर, नीचे, तले, सामने, रुबरु (રૂબરૂ), पास, निकट, समीप, नजदीक (નજીક), यहां, बीच (વચ્ચે), बाहर, परे, दूर, भीतर.

## दिशावाचक

ओर (તરફ), तरफ, पार (પાર), आरपार, आसपास (આસ-પાસ), प्रति (પ્રતિ).

## साधनवाचक

द्वारा (દ્વારા), मारफत (મારફત), सहारे.

## हेतुवाचक

लिये (માટે), निमित्त निमित्त), वास्ते (વાસ્તે), हेतु (હેતુ), खातिर (ખાતર), कारण (કારણ), सबब (સબબ), मारे (લીધે).

## विषयवाचक

बाबत (બાબત), निस्बत (વિષય), लेखे (લેખે), मद्धे (મદ્ધે).

## व्यतिरेकवाचक

सिवा (સિવાય), अलावा (સિવાય), बिना (વિના), बगैर (વગર), अतिरिक्त (અતિરિક્ત), रहित (રહિત).

## विनिमयवाचक

पलटे (પલટે), बदले (બદલે), जगह (જગ્યાએ).

## सादृश्यवाचक

समान (સમાન), तरह (પેઠે), भांति (પેઠે), नाईं (પેઠે), बराबर (બરાબર), तुल्य (તુલ્ય), योग्य (યોગ્ય), लायक (લાયક), सदृश (સમાન).

अनुसार (અનુસાર), अनुरूप (અનુરૂપ), अनुकूल (અનુકૂળ), देखादेखी (દેખાદેખી), सरीखा (સરખો), सा (જેવો), ऐसा (એવો), जैसा (જેવો), बमूजिब (મુજબ), मुताबिक (પ્રમાણે).

## विरोधवाचक

विरुद्ध (વિરૂદ્ધ), खिलाफ (વિરૂદ્ધ), उलटा (ઉલટું), विपरीत (વિપરીત).

## सहकारवाचक

संग (સંગ), साथ (સાથે), समेत (સમેત), सहित (સહિત), अधीन (અધીન), स्वाधीन (સ્વાધીન), वश (વશ).

## संग्रहवाचक

तक, पर्यंत (પર્યંત), सुद्धां (સુદ્ધાં), भर, मात्र.

## तुलनावाचक

अपेक्षा (કરતાં), बनिस्बत (કરતાં), आगे, सामने.

નીચે કેટલાંક संबंधसूचक અવ્યયના અર્થ અને પ્રયોગ લખવામાં આવ્યા છે.

आगे, पीछे, भीतर, बाहर અને તેમના પર્યાયવાચી શબ્દો અર્થ પ્રમાણે कालवाचक અને કદી स्थानवाचक થાય છે. જેમકે, विवाह के आगे, घर के आगे, सीमा के भीतर.

आगे, पीछे, पहले, पर, उपर, नीचे એ અવ્યયો અને એમના પર્યાયવાચી શબ્દોના પૂર્વે જ્યારે से વિભક્તિ આવે છે, ત્યારે તુલનાનો બોધ થાય છે. જેમકે, कछुआ खरहे से आगे निकल गया. गाड़ी समय से पहले आई.

पीछे—એનાથી પ્રત્યેકનો પણ બોધ થાય છે. જેમકે, थान पीछे एक रुपया मिला.

पास—એનાથી અધિકાર અથવા કબજો બતાવાય છે. જેમકે, मेरे पास एक घड़ी है.

यहांનો અર્થ पासની પેઠે અધિકારનો પણ છે. કદી કદી यहां ने पास નો લોપ પણ થઇ જાય છે, અને ફક્ત के થી એમનો અર્થ સૂચિત થાય છે. જેમકે, उनके एक लड़का है. मेरे कोई बहिन न हुई.

सिवा—કોઇ કોઇ એને અપભ્રંશ રૂપમાં सिवाय લખે છે. નિષેધવાચક વાક્યમાં એનો અર્થ 'छोड कर' કે 'बिना' થાય છે. જેમકે, उसके सिवाय और कोई यहां नहीं आया.

अनुसार अनुरूप, अनुकूल—એ શબ્દોની શરૂઆત સ્વરથી થતી હોવાથી આગળના સંસ્કૃત શબ્દની સાથે સંધિના નિયમોથી મળી જાય છે અને એના પૂર્વ 'के' નો લોપ થઈ જાય છે. જેમકે, इच्छानुसार, धर्मानुकूल. આવા પ્રકારના શબ્દોને संयुक्त संबंधसूचक માનવા જોઇએ. અને એમના પહેલાં એ સંયુક્ત શબ્દની જાતિ પ્રમાણે संबंध વિભક્તિનો પ્રત્યય લગાડવો જોઇએ. જેમકે, सभा के आज्ञानुसार.

सदृश, समान, तुल्य, योग्य—એ શબ્દો વિશેષણ છે, અને

संबंधसूचक नी पेठे वपराईने नामनी विशेषता बतावे छे. जेमके, मुकुट के योग्य सिर पर तृण क्यों रक्खा है?

सरीखा—एनी जाति अने वचन विशेष्य प्रमाणे बदलाय छे, अने एना पहेलां घणुं खरुं विभक्तिनो प्रत्यय आवतो नथी. जेमके, मुझ सरीखे लोग.

ऐसा, जैसा, सा—ए सरीखाना पर्यायवाची छे. आजकाल सरिखा ने बदले जैसा नो प्रयोग वधी रह्यो छे. सरीखा नी पेठे ऐसा, जैसा अने सा विशेष्यनी जाति अने वचन प्रमाणे बदलाय छे. एमनो प्रयोग पण विशेषण अने शब्दयोगीना जेवो छे.

ऐसानो प्रयोग पहेलां थतो हतो. हालमां तेने बदले जैसा नो प्रयोग थाय छे.

बिना—ए कदी कदी कृदंत अव्यय नी साथे आवी क्रियाविशेषण थाय छे. जेमके, बिना अंतिम परिणाम सोचे हुए. कदी कदी ए संबंध विभकितनी विशेषता बतावे छे. जेमके, आपके वियोग की खबर इस देश में बिना मेघकी बर्षा की भाँति अचानक आ गिरी.

उलटा—ए शब्द यथार्थमां विशेषण छे. पण कदी कदी एनो प्रयोग संबंधसूचक ना जेवो थाय छे. जेमके, टापु का उलटा झील है. विरोधना अर्थमां घणुंखरुं विरुद्ध, खिलाफ वगेरे आवे छे.

कर, कर के—ए संबंधसूचक अव्यय घणुंखरुं द्वारा, समान अने नामक ना अर्थमां आवे छे. जेमके, मन, वचन कर्म करके यति जीव की हिंसा न करे.

अपेक्षा, बनिस्बत–પહેલો શબ્દ સંસ્કૃત છે અને બીજો ઉર્દુ છે. પહેલા શબ્દની પહેલાં की અને બીજાની પહેલાં के મૂકાય છે. એમનો પ્રયોગ તુલનામાં થાય છે અને બંને એક બીજાના પર્યાયવાચી છે. જે વસ્તુની હીનતા બતાવવાની હોય તેની આગળ अपेक्षा અથવા बनिस्बत લગાડે છે. જેમકે, उनकी अपेक्षा और प्रकार के मनुष्य कम हैं.

## પ્રશ્ન.

૧ છટ્ઠી વિભક્તિનો પ્રત્યય की કયા અવ્યયોની પહેલાં આવે છે ?

૨ यहां ને ક્રિયાવિશેષણ તરીકે તથા શબ્દયોગી તરીકે વાક્યમાં વાપરી બતાવો.

૩ सिवाय એ કયા અવ્યયનો અપભ્રંશ છે ?

૪ છટ્ઠી વિભક્તિનો પ્રત્યય के કયા અવ્યયોની પહેલાં આવે છે ?

## શબ્દો.

| | |
|---|---|
| કાચબો—कछुआ | દરેક—प्रत्येक, हरेक |
| પદાર્થ—पदार्थ | દેવું—ऋण, कर्ज |
| શ્લોક—श्लोक | સૈકો—शताब्धि, सदी |
| સંદેહ—संदेह | ચિત્ર—चित्र |
| તાકો—थान | ફરજ—फरज |
| યશ—यश | સ્વર્ગ—स्वर्ग |
| ઘડિયાળ—घड़ी | મુકુટ—मुकुट |

| | |
|---|---|
| પુત્ર—પુત्र | રેતી—बालू |
| આજ્ઞાનુસાર—आज्ञानुसार | સેના—सेना |
| પ્રવાહ—प्रवाह | રોશની—रोशनी |
| સૂચિત થવું—सूचित होना | તૃણ—तृण |
| દેવતા—देवता | મેદાન—मैदान |

## વાક્યો.

૧ કાચબો સસલાથી આગળ નીકળી ગયો. ૨ તેણે વિવાહની પહેલાં તે સ્ત્રીને જોઈ નહોતી. ૩ સુરતના કરતાં મુંબઈ મોટું છે. ૪ મારી સામે ઉભા રહો. ૫ ઘરની પાછળ બાગ છે. ૬ મારી પાસે એક ચપ્પુ છે. ૭ તાકા પાછળ બે રૂપીઆ મળે છે. ૮ અમારે ત્યાં બે ગાયો છે. ૯ મહા-સભાની આજ્ઞાનુસાર ચાલવું એ દરેક માણસની ફરજ છે. ૧૦ એ અમારે ત્યાં મોકલી દો. ૧૧ કેટલાએક દિવસ પછી ફરી જરાસંધ તેટલી જ સેના લઈ ચઢી આવ્યો. ૧૨ તેમને બીજા બધા પદાર્થોના કરતાં યશજ વધારે વહાલો છે. ૧૩ પ્રવાહ તેમને તળાવના જેવું રૂપ આપી દે છે. ૧૪ બ્રાહ્મ-ણનું દેવું આપ્યા વિના સ્વર્ગમાં પણ ચાલતું નથી. ૧૫ રોશની થયા પછી અમે ઘેર ગયા. ૧૬ આ યાદ રાખવા લાયક શ્લોક છે. ૧૭ તેમની પાસે એક ઘડિઆળ છે. ૧૮ એ વાતોથી સૂચિત થાય છે કે કાળિદાસ ઇસ્વીસનના ત્રીજા સૈકાની પહેલાંના નહિ. ૧૯ એનું બળ હાથીના જેવું છે. ૨૦ મુકુટને યોગ્ય માથા પર તૃણ કેમ રાખ્યું છે! ૨૧ છોકરો શહેર સુધી આવ્યો. ૨૨ એમાં તલ માત્ર સંદેહ

નથી. ૨૩ તમે હરિને પુત્ર કરીને માનો નહિ. ૨૪ તેની પાસે એક પુસ્તક છે, જેમાં દેવતાઓનાં ચિત્ર છે. ૨૫ પાણીના વિના કોઈ જીવ જીવી શકતો નથી. ૨૬ ઊંટ વિના રેતીના મેદાનમાં મુસાફરી થઇ શકતી નથી.

---

## પાઠ ૩૮.

### ઉભયાન્વયી અવ્યય—समुच्चयबोधक अव्यय.

જે અવ્યય (ક્રિયાની વિશેષતા ન બતાવીને) એક વાક્યનો સંબંધ બીજા વાક્ય સાથે જોડે છે, તેને समुच्चय-बोधक अव्यय કહે છે. જેમકે, और, यदि, तो.

समुच्चयबोधक અવ્યયના પ્રકાર નીચે પ્રમાણે છે.

૧ **संयोजक**—और, तथा (તથા), एवं (અને), भी (પણ).

और—એના સર્વનામ, વિશેષણ અને ક્રિયાવિશેષણ થવાના દાખલા પહેલાં આપવામાં આવ્યા છે. समुच्चयबोधक થવાથી એનો પ્રયોગ સાધારણ અર્થ સિવાય નીચે લખેલા વિશેષ અર્થોમાં પણ થાય છે.

બે ક્રિયાપદોની સમકાલીન ઘટના જેમકે, तुम उठे और खराबी आई.

બે વિષયોનો હંમેશનો સંબંધ-જેમકે, मैं हूं और तुम हो.

ધમકી અથવા તિરસ્કાર- फिर मैं हूँ और तुम हो.

तथा—એ સંસ્કૃત संबंधवाचक क्रियाविशेषण 'यथा' (जैसे) નું નિત્ય સંબંધી છે, અને એનો અર્થ वैसे છે. એ અર્થમાં

એનો પ્રયોગ કવિતામાં થાય છે. ગદ્યમાં એનો પ્રયોગ બહુધા औरના અર્થમાં થાય છે. बाघ क्रूर तथा भयानक है. એનો વધારે પ્રયોગ औरની દ્વિરૂક્તિ મટાડવાને માટે થાય છે. જેમકે, उन्होंने मालतीमाधव और उत्तररामचरित तथा रघुवंश का अध्ययन किया है.

एवं—એનો અર્થ तथाના જેવો છે, પણ ઉચ્ચ હિંદીમાં એ 'और'ના પર્યાય તરીકે વપરાય છે. જેમકે, लोग उपमाएँ देखकर विस्मित एवं मुग्ध हो जाते है.

भी—એ પહેલા વાક્યથી કંઇ સમાનતા મેળવવાને માટે વપરાય છે. જેમકે, कुछ महात्मा ही पर नहीं, गंगाजी का जल भी ऐसा ही उत्तम और मनोहर है. કદી કદી એ બીજાં વાક્યો વિના કેવળ પહેલી વાતથી સંબંધ મેળવે છે. જેમકે, अब मैं भी तुम्हारी सखी का वृत्तांत पूछता हूँ. ક્યાંક ક્યાંક भीનો અર્થ हीના જેવો થાય છે. एक भी आदमी नहीं मिला. કદી કદી એનાથી આગ્રહનો પણ બોધ થાય છે. જેમકે, तुम वहां जाओगे भी ? આ પાછલા અર્થમાં भी ઘણુંખરૂં हीની પેઠે ક્રિયાવિશેષણ થાય છે.

२ **विभाजक**-या (યા), वा (વા), अथवा (અથવા), किंवा (કિંવા), कि (કે), या—या (યા—યા), चाहे—चाहे, क्या—क्या (શું—શું), न—न (ન—ન), न कि (ન કે), नहीं तो (નહિ તો).

या, वा, अथवा, किंवा—એ ચારે શબ્દો ઘણુંખરૂં પર્યાયવાચી છે. એમાંથી या ઉર્દૂ અને બાકીના ત્રણ સંસ્કૃત છે. પહેલા ત્રણ શબ્દોનો એક સાથે પ્રયોગ દ્વિરૂક્તિ મટાડવાને માટે

થાય છે. જેમકે, किसी पुस्तककी अथवा किसी ग्रंथ या प्रकाशक की एक से अधिक पुस्तकों की प्रशंसा में किसीने एक प्रस्ताव पास कर दिया. या અને वा કદી કદી પર્યાયવાચી શબ્દોને મેળવે છે. જેમકે, धर्मनिष्ठा या धार्मिक विश्वास. किंवाનો પ્રયોગ બહુધા કવિતામાં થાય છે.

कि—એનો અર્થ या ની સમાન છે. જેમકે, कजल के कूट पर दीप-शिखा सोती है कि श्याम घनमंडल में दामिनी की धारा है.

या-या—એ શબ્દ સાથે સાથે આવે છે, અને એકલા या ના કરતાં વિભાગનો અધિક નિશ્ચય બતાવે છે. જેમકે, या तो इस पेड में फांसी लगाकर मर जाऊँगी या गंगा में कूद पडूँगी.

क्या-क्या—એ પ્રશ્નાર્થક સર્વનામ समुच्चयबोधकના જેવા ઉપયોગમાં આવે છે. એમના પ્રયોગમાં એ વિશેષતા છે કે એ વાક્યમાં બે અથવા વધારે શબ્દોનો વિભાગ બતાવીને તે બધાનો એકઠો ઉલ્લેખ કરે છે. જેમકે, क्या मनुष्य क्या जीवजंतु मैंने अपना सारा जन्म इन्हींका भला करने में गँवाया.

न—न—એ બેવડાં ક્રિયાવિશેષણ समुच्चयबोधक થઈ ને આવે છે. એમનાથી બે અથવા વધારે શબ્દોમાંથી પ્રત્યેકનો ત્યાગ સૂચિત થાય છે. જેમકે, न उन्हें नींद न भूख प्यास लगती थी.

न—कि—એથી બહુધા બે વાતોમાં બીજીનો નિષેધ સૂચિત થાય છે. જેમકે, अंगरेज लोग व्यापार के लिये आए थे न कि देश जीतने के लिये.

नहीं तो—એથી કોઈ વાતના ત્યાગનું ફળ સૂચિત થાય છે. જેમકે, उसने मुंह पर घूँघट सा डाल दिया है नहीं तो राजा की आंखें कब उस पर ठहर सकती थीं.

३ **विरोधदर्शक**-पर (પણ), परंतु (પરંતુ), किंतु (કિંતુ), लेकिन (પરંતુ), मगर (પરંતુ), वरन (વરન), बल्कि (બલ્કે).

पर હિંદી શબ્દ છે. परंतु અને किंतु સંસ્કૃત શબ્દ છે. लेकिन તથા मगर ઉર્દુ છે. पर, परंतु અને लेकिन પર્યાયવાચી છે. मगर પણ એમનો પર્યાયવાચી છે, પણ તેનો પ્રયોગ હિંદીમાં ક્વચિત્ થાય છે.

किंतु वरन—એ શબ્દો પણ પર્યાયવાચી છે, અને એમનો પ્રયોગ બહુધા નિષેધવાચક વાકયોની પછી થાય છે. જેમકે, कामनाओं के प्रबल होनेसे आदमी दुराचार नहीं करते किंतु अंतःकरण के निर्बल हो जानेसे वे वैसा करते है.

वरनનો પર્યાયવાચી वरञ्च સંસ્કૃત અને बल्कि ઉર્દુ છે.

४ **परिणामदर्शक**—इस लिये (એ માટે), सो (તેથી), अतः (અત:) अतएव (અતએવ).

આ અવ્યયોથી 'એમના આગળના વાકયનો અર્થ પાછલા વાકયનુ ફળ છે' એ જણાય છે. જેમકે, अब भोर होने लगा था इस लिये दोनों जन अपनी अपनी ठौरों से उठे.

इस लिये ને બદલે કદી કદી इससे, इस वास्ते અથવા इस कारण પણ આવે છે.

अतएव—अतः—એ સંસ્કૃત શબ્દો इस लिये ના પર્યાયવાચી છે, અને એમનો પ્રયોગ ઉચ્ચ હિંદીમાં થાય છે.

सो—નિશ્ચયવાચક સર્વનામ इस लिये ના અર્થમાં આવે છે, પરંતુ કદી કદી એનો અર્થ तब અથવા परंतु પણ થાય છે.

જેમકે, मैं घर से बहुत दूर निकल गया था सो बडे खेद से नीचे उतरा.

५ कारणवाचक—क्यों कि (કેમકે), जो कि (જો કે), इस लिये कि (એટલા માટે કે).

આ અવ્યયોથી પૂર્વ વાક્યના અર્થનું કારણ ઉત્તર વાક્યના અર્થથી સૂચિત થાય છે. જેમકે, इस नाटिका का अनुवाद करना मेरा काम नहीं था; क्यों कि मैं संस्कृत अच्छी नहीं जानता. કદી કદી કારણના અર્થમાં परिणामदर्शक 'इस लिये' પણ આવે છે, અને ત્યારે તેની સાથે બહુધા कि રહે છે. જેમકે, इस लिये कि मेरा अंग टेढा है और लाठी सीधी बनी है.

કદી કદી પૂર્વ વાક્યમાં इस लिये ક્રિયા વિશેષણની માફક આવે છે અને ઉત્તર વાક્ય 'कि' समुच्चयबोधक અવ્યયથી શરૂ થાય છે. જેમકે, कोई वात केवल इस लिये मान्य नहीं है कि वह बहुत काल से मानी जाती है.

६ उद्देशवाचक—कि (કે), जो (જે), ताकि (તેથી કે), इस लिये कि. આ અવ્યયોથી પાછળ આવનારૂં વાક્ય બીજા વાક્યનો હેતુ સૂચિત કરે છે, ઉદ્દેશવાચક વાક્ય બહુધા બીજા (મુખ્ય) વાક્યની પછી આવે છે; પણ કદી કદી તે તેની પહેલાં પણ આવે છે. જેમકે, हम तुमको वृंदावन भेजने चाहते है, कि तुम उन का समाधान कर आओ। किया क्या जावे जो देहातियों कि प्राणरक्षा हो। लोग अक्सर अपना हक पक्का करने के लिये दस्तावेजों की रजिस्टरी कर लेते है, ताकि उनके दावे में किसी प्रकार का शक न रहे. मछुआ मछली मारने के लिये हर

घड़ी मिहनत करता है इस लिये कि उस का मछली का अच्छा मोल मिले.

७ संकेतवाचक–जो–तो (જો–તો), यदि–तो (જો–તો), यद्यपि (જો કે), तथापि (तो भी) તોપણ, चाहे–परंतु

એ શબ્દો સંબંધી સર્વનામની પેઠે જોડીથી આવે છે. એ શબ્દો દ્વારા જોડનારાં વાકયોમાંથી એકમાં जो, यदि, यद्यपि અથવા चाहे આવે છે, અને બીજા વાકયમાં तो, तथापि (तो भी) અથવા परंतु આવે છે, જે વાકયમાં जो, यदि, यद्यपि અથવા चाहे આવે છે, તેને પૂર્વ વાકય અને બીજાને ઉત્તર વાકય કહે છે.

जो–तो-જ્યારે પૂર્વ વાકયમાં કહેલી શરત પર ઉત્તર વાકયની ઘટના આધાર રાખે છે, ત્યારે એ શબ્દોનો પ્રયોગ થાય છે. એ જ અર્થમાં यदि–तो આવે છે. जो સાધારણ ભાષામાં અને यदि શિષ્ટ ભાષામાં વપરાય છે. જેમકે, जो तू अपने मन से सच्ची है तो पति के घर में दासी होकर भी रहना अच्छा है. यदि ईश्वरेच्छा से यह वही ब्राह्मण हो तो बड़ी अच्छी बात है.

यदिनो પર્યાયવાચી શબ્દ अगर પણ હિંદીમાં પ્રચલિત છે.

यद्यपि–तथापि (तो भी)–એ શબ્દો જે વાકયોમાં આવે છે, તેમના નિશ્ચયાત્મક વિધાનોમાં પરસ્પર વિરોધ મળી આવે છે. જેમકે, यद्यपि यह देश तब तक जंगलों से भरा हुआ था तथापि अयोध्या अच्छी बस गई थी. तथापि ને બદલે तो भी અથવા કોઇ કોઇ વખતે परंतु પણ આવે છે.

चाहे—परंतु—જ્યારે यद्यपिના અર્થમાં કંઇ સંદેહ રહે છે, ત્યારે તેને બદલે चाहे આવે છે. જેમકે, उसने चाहे अपनी सखियों की ओर देखा हो परंतु मैंने यही जाना.

८ **स्वरूपवाचक**—कि, जो (જે), अर्थात् (એટલે), याने (યાને), मानो (જાણે).

આ અવ્યયોદ્વારા જોડાએલા શબ્દો યા વાક્યોમાંથી પહેલા શબ્દ અથવા વાક્યનું સ્વરૂપ પાછલા શબ્દ અથવા વાક્યથી જણાય છે; એટલા માટે તેમને स्वरूपवाचक કહે છે.

कि—જ્યારે આ અવ્યય स्वरूपवाचक થાય છે, ત્યારે એનાથી કોઇ વાતનો કેવળ આરંભ થાય છે. જેમકે, श्री शुकदेव मुनि बोले कि महाराज, अब आगे कथा सुनिए.

जो—એ स्वरूपवाचक 'कि' નું સમાનાર્થી છે, પરંતુ એના કરતાં એ ઓછું વપરાય છે. જેમકે, यही विचारो जो मथुरा और वृंदावन में अंतर ही क्या है.

अर्थात्—એ સંસ્કૃત વિભક્તિવાળું નામ છે, પણ હિંદીમાં તેનો પ્રયોગ समुच्चयबोधक જેવો થાય છે. આ અવ્યય કોઇ શબ્દ અથવા વાક્યનો અર્થ સમજવામાં વપરાય છે. જેમકે,

धातु के टुकडे ठप्पे के होने से सिक्का अर्थात् मुद्रा कहाते हैं.

याने ઉર્દૂ શબ્દ છે અને તે अर्थात् નો સમાનાર્થી છે.

मानो ઉત્પ્રેક્ષામાં આવે છે. જેમકે, यह चित्र ऐसा सुहावना लगता है मानो साक्षात् सुंदरापा आगे खड़ा हो.

## પ્રશ્ન.

૧ समुच्चयबोधक અવ્યયના કેટલા અને કયા કયા પ્રકાર છે?
૨ मगर કઇ ભાષાનો શબ્દ છે અને તેનો અર્થ શો થાય છે?
૩ क्यों कि અવ્યય આવે એવું એક વાકય બનાવો.
૪ समुच्चयबोधक અવ્યયના થોડાક દાખલા આપો.

## શબ્દો.

| | |
|---|---|
| પંજો—पंजा | ઉપચાર—उपचार |
| કૂદવું—कूदना | પ્રબળ—प्रबल |
| નિર્બળ—निर्बल | પ્રાપ્ત—प्राप्त |
| મુનિ—मुनि | અંતર—अंतर |
| શિષ્ય—शिष्य | સમુદ્ર—समुद्र |
| નખ—नख, नाखुन | વૃત્તાંત—वृत्तांत |
| ગુમાવવું—गँवाना | દુરાચાર—दुराचार |
| શંકા—शंका | ઇશ્વરેચ્છા—ईश्वरेच्छा |
| રબર—रबर | કાળચક્ર—कालचक्र |
| ચોમાસું—चौमासा | ખોરાક—आहार |
| સવાર—भोर | ક્રૂર—क्रूर |
| ફાંસી—फाँसी | કામના—कामना |
| અંતઃકરણ—अंतःकरण | ચર્ચા—चर्चा |
| રણવાસ—रणवास | માલમ—मालूम |
| અવસ્થા—अवस्था | સંગતિ—संगति |
| ખાતર—खाद | ઘણાઓને—बहुतेरोंको |

# વાક્યો.

૧ બિલાડીને પંજા હોય છે, અને તેઓમાં નખ હોય છે. ૨ પહેલવહેલાં ત્યાં પણ અનેક ક્રૂર અને ભયાનક ઉપચાર કરવામાં આવતા હતા. ૩ હવે હું પણ તમારી સખીનો વૃત્તાંત પૂછું છું. ૪ યા તો ઝાડમાં ફાંસી લગાવીને મરી જઇશ અથવા ગંગામાં કૂદી પડીશ. ૫ શું મનુષ્ય અને શું જીવજંતુ, મેં મારો આખો જન્મ એમનું ભલું કરવામાં ગુમાવ્યો. ૬ અંગ્રેજ લોક વેપારને માટે આવ્યા હતા, નહિ કે દેશ જીતવાને માટે. ૭ તમે બેસો, નહિ તો હું તમારે ત્યાં આવીશ નહિ. ૮ કામનાઓના પ્રબળ થવાથી માણસો દુરાચાર કરતા નથી, કિંતુ અંતઃકરણના નિર્બળ થઇ જવાથી તેઓ તેવું કરે છે. ૯ હવે સવાર થવા માંડ્યું હતું, એ માટે બંને જણ પોતપોતાની જગ્યાએથી ઊઠયા. ૧૦ એ વાતની ચર્ચા અમે એટલા માટે કરી છે, કે તેની શંકા દૂર થઈ જાય. ૧૧ જો ઈશ્વરેચ્છાથી આ તે જ બ્રાહ્મણ હોય તો સારી વાત છે. ૧૨ જો કે અમે વનવાસી છીએ, તોપણ લોકના વ્યવહારને સારી પેઠે જાણીએ છીએ. ૧૩ જો કે ગુરુએ કહ્યું છે, પણ તે તો મોટા પાપ જેવું છે. ૧૪ મારા રણવાસમાં ગમે તેટલી રાણીઓ હોય પણ મને બેજ વસ્તુઓ સંસારમાં વહાલી હશે. ૧૫ શ્રી શુકદેવ મુનિ બોલ્યા કે મહારાજ હવે આગળ કથા સાંભળો. ૧૬ રબર શાનું બને છે એ વાત ઘણાઓને માલમ પણ નથી. ૧૭ બેજ વિચારો કે મથુરા અને વૃંદાવનમાં અંતર શું છે. ૧૮ કાળચક્ર ઘણું પ્રબળ છે કે કોઈને બાળક અવસ્થામાં

રહેવા દેતું નથી. ૧૯ ગૌતમબુદ્ધ પોતાના પાંચે શિષ્યો સાથે ચોમાસા સુધી એટલે વરસાદ સુધી બનારસમાં રહ્યા. અમે તેમને સુખ આપીશું કેમકે તેમણે અમારે માટે મોટું તપ કર્યું છે. ૨૧ જ્યારે છોકરો પાંચ વરસનો થયો ત્યારે બાપે તેને નિશાળે મોકલ્યો. ૨૨ એથી જણાય છે કે બુરી સંગતિનું ફળ બુરૂં હોય છે. ૨૩ તે જાણતી પણ નથી કે ધર્મ કોને કહે છે. ૨૪ જ્યાં અત્યારે સમુદ્ર છે ત્યાં કોઈ વખત જંગલ હતું. ૨૫ જ્યાં તમે ગયા હતા ત્યાં ગણેશ પણ ગયો હતો. ૨૬ એ લોક પણ ત્યાંથી આવ્યા જ્યાંથી આર્ય લોક આવ્યા હતા. ૨૭ જેવી રીતે પ્રાણી ખોરાકથી જીવે છે, તેવીજ રીતે ઝાડ ખાતરથી વધે છે. ૨૮ વિદ્યાથી જ્ઞાન વધે છે, વિચારશક્તિ પ્રાપ્ત થાય છે અને માન મળે છે.

---

## પાઠ ૩૯.

### કેવળપ્રયોગી અવ્યય—विस्मयादिबोधक अव्यय.

જે અવ્યયોનો સંબંધ વાક્ય સાથે રહેતો નથી અને જે બોલનારના ફક્ત હર્ષ, શોક વગેરે ભાવ સૂચિત કરે છે, તેને विस्मयादिबोधक અવ્યય કહે છે. જેમકે, हाय ! अब मैं क्या करूँ !

જુદા જુદા મનોવિકાર બતાવવાને જુદાં જુદાં विस्मयादि-बोधक અવ્યય વપરાય છે. જેમકે:—

**हर्षबोधक**—आह ! वाहवा ! धन्य धन्य ! शाबाश ! जय !

**शोकबोधक**—आहा ! वाह ! ऊह ! हा हा ! दइया रे ! बापरे ! त्राहि त्राहि ! राम ! हा राम !

**अनुमोदनबोधक**—ठीक! वाह! अच्छा! शाबाश! हाँ हाँ! भला!

**तिरस्कारवाचक**—छिः! हट! अरे! दूर! धिक्! चुप!

**स्वीकारबोधक**—हाँ! जी हाँ! अच्छा! जी! ठीक! बहुत अच्छा!

**संबोधनद्योतक**—अरे! रे! अजी! लो! हे! हो! क्या! अहो! क्यों!

સૂચના—સ્રીને માટે अरेનું રૂપ अरी અને रेનું રૂપ री થાય છે. માન અને બહુત્વને માટે બંને જાતિમાં अहो અને अजी આવે છે.

કદી કદી વાકય અથવા વાકયનો ભાગ विस्मयादिबोधक થઈ જાય છે. જેમકે, क्या बात है! बहुत अच्छा! सर्वनाश हो गया! धन्य महाराज! એ વાકયો અને વાકયના ભાગોથી મનોવિકાર અવશ્ય બતાવાય છે, પરંતુ એમને विस्मयादिबोधक માનવાં ઠીક નથી. એમાં જે વાકયના ભાગ છે, તેમના અધ્યાહાર શબ્દોને જણાવવાથી વાકય સહેજમાં જ બની શકે છે.

## પ્રશ્ન.

૧ શોક બતાવનારાં થોડાં હિંદી અવ્યય બોલો.
૨ આશ્ચર્ય બતાવનારાં થોડાં હિંદી અવ્યય બોલો.

## શબ્દો.

| | |
|---|---|
| સ્વપ્નું—सपना | પશુ—पशु |
| લૂટવું—लूटना | કલેજું—कलेजा |
| હઠીલો—हठीला | સતાવવું—सताना |
| કંપવું—काँपना | ઉત્તર—उत्तर |

## વાક્યો.

૧ અરે ! અમારી વાતનો આ ઉત્તર કોણ આપે છે? ૨ અરે ! આજ મને કોણે લૂંટી લીધો ? ૩ વાહ ! કેવો આનંદનો સમય છે ! ૪ અરે ! આ શું થયું ! ૫ હેં ! ઘંટ વાગી ગયો ! ૬ હે પ્રભુ ! અમને દુઃખમાંથી બચાવ. ૭ હાજી ! હું આપને ત્યાં આવીશ. ૮ ઠીક ! કાલે લખીશું ! ૯ ધિક્ ! તારા જીવનને. ૧૦ અહો ! એમાં શું કહેવું. ૧૧ હા હા ! મારો સર્વનાશ થઇ ગયો. ૧૨ ચુપ ! બહુ બોલવામાં સાર નથી. ૧૩ હા ! તારા જેવા પાપીને માટે આ સ્થાન નથી. ૧૪ રામ રામ ! તે બિચારો મરી ગયો. ૧૫ શાબાશ ! બેટા તેં મારૂં નામ રાખ્યું. ૧૬ ઓહો ! આ તો વાસંતી મારી સામે ફૂળ ફૂલ લઇને આવે છે. ૧૭ રાણી–અરે ! આજ મેં એવાં બુરાં બુરાં સ્વપ્નાં જોયાં છે કે જ્યારથી સૂઈને ઊઠી છું (ત્યારથી) કલેજું કંપે છે. ૧૮ અરે ! હઠીલા બાળક તું આ વનનાં પશુઓને કેમ સતાવે છે ?

---

## પાઠ ૪૦.

### વિકારી અવ્યય—विकृत अव्यय.

અવ્યય શબ્દનો અર્થ 'ફેરફાર વિનાનું' થાય છે, પરંતુ કેટલાક શબ્દો એવા છે કે જે અવ્યયનું કામ કરે છે પણ તેમના રૂપમાં ફેરફાર થાય છે. એવા શબ્દોને ગુજરાતીમાં સામાન્ય રીતે 'ક્રિયાવિશેષણ' કહે છે. હિંદીમાં તેવા શબ્દોને विकृत अव्यय કહે છે.

ગુજરાતીમાં વિશેષણનું વિશેષણ, ક્રિયાપદ કે કૃદંતનું વિશેષણ, અને ક્રિયાવિશેષણનું વિશેષણ—એમનો ક્રિયાવિશેષણમાં સમાવેશ થાય છે.

क्रियाविशेषण—જ્યારે હિંદીમાં આકારાંત વિશેષણોનો પ્રયોગ ક્રિયાવિશેષણોના જેવો થાય છે, ત્યારે તેઓમાં ઘણુંખરું રૂપાંતર થાય છે.

પરિમાણવાચક અથવા પ્રકારવાચક ક્રિયાવિશેષણ જે વિશેષણની વિશેષતા બતાવે છે, તેનાજ વિશેષ્યના પ્રમાણે તેમાં ફેરફાર થાય છે. જેમકે, जो जितने बड़े हैं, उनकी ईर्षा उतनी ही बड़ी है.

અકર્મક ક્રિયાપદોના કર્તરિ પ્રયોગમાં આકારાંત ક્રિયાવિશેષણ કર્ત્તાનાં જાતિ વચન પ્રમાણે બદલાય છે. જેમકે, वे उनसे इतने हिल गए थे.

સકર્મક કર્તરિ અથવા કર્મણિ પ્રયોગોમાં ક્રિયાવિશેષણ કર્મના જાતિ, વચન પ્રમાણે બદલાય છે. જેમકે, खंभे जमीन में सीधे गाड़े गए.

અપવાદ—જ્યારે સકર્મક ક્રિયાપદમાં કર્મની જરૂર રહેતી નથી, અને તેનો પ્રયોગ અકર્મક ક્રિયાપદ જેવો થાય છે; ત્યારે ક્રિયાવિશેષણ કર્ત્તાની સાથે સંબંધ ન રાખતાં હંમેશાં પુલ્લિંગ એકવચનમાં (અવિકારી રૂપમાં) રહે છે. જેમકે, मैं इतना पुकारती हूँ. लड़की अच्छा गाती है.

સકર્મક ભાવે પ્રયોગમાં પૂર્વોક્ત ક્રિયાવિશેષણ વિકલ્પે વિકારી અથવા અવિકારી રૂપમાં આવે છે, અને અકર્મક ભાવે પ્રયોગમાં ઘણુંખરું અવિકારી રૂપમાં રહે છે. જેમકે,

एक मात्र नंदिनी ही को उसने सामने खड़ी देखा. इसको (हमने) इतना बड़ा बनाया.

संबंधसूचक अव्यय—જે संबंधसूचक અવ્યય મૂળમાં વિ-શેષણ છે, તેઓમાં आकारांत શબ્દ વિશેષ્યના જાતિવચન પ્રમાણે બદલાય છે. વિશેષ્ય વિભક્તિવાળું અથવા શબ્દયોગી અવ્યયવાળું હોય તો संबंधसूचक વિશેષણ વિકારીરૂપમાં પણ આવે છે. જેમકે, तुम सरीखे लड़के. यह आप ऐसे महात्माओं ही का काम है.

ગુજરાતીમાં 'ઘણું' જ્યારે વિશેષણના અથવા ક્રિયા-વિશેષણના વિશેષણ તરીકે વપરાય છે, ત્યારે તેનો હિન્દીમાં बड़ा થી તરજુમો થાય છે. જેમકે, तुमने बड़ा भारी काम किया है.

## પ્રશ્ન.

૧ હિંદીમાં કયાં અવ્યયો વિકારી અવ્યય થાય છે?

## શબ્દો.

| | |
|---|---|
| નિષ્ઠુર—निठुर | દ્વીપ—द्वीप |
| બુદ્ધિશાળી—बुद्धिमान | રાજનીતિ—राज्यनीति |
| તત્વ—तत्व | વૃક્ષ—वृक्ष |
| હળીજવું—हिल जाना | મહાજન—महाजन |
| મનમાન્યાં—मनमाने | શાસ્ત્રાભ્યાસ—शास्त्राभ्यास |
| ઉદ્યોગ—उद्योग | અદ્ભુત—अद्भुत |
| પ્રવાહ—प्रवाह | |

## વાકયો.

૧ મિત્ર, તમે ઘણા નિષ્ઠુર છો. ૨ આ દ્વીપની સ્ત્રીઓ ઘણી ચંચળ હોય છે. ૩ એક ઘણો બુદ્ધિશાળી ડાકતર હતો, જે રાજનીતિના તત્વને સારી પેઠે સમજતો હતો. ૪ અમે તેમનાથી એટલા હળી ગયા હતા. ૫ થાંભલા જમીનમાં સીધા દાટવામાં આવ્યા. ૬ એક વાંદરો કોઈ મહાજનના બાગમાં જઈ કાચાં પાકાં ફળ મનમાન્યાં ખાતો હતો. ૭ શાસ્ત્રાભ્યાસ તેનો જેટલો વધેલો હતો તેટલો જ ઉદ્યોગ પણ તેનો અદ્ભુત હતો. ૮ વૃક્ષોનું મૂળ પ્રવાહથી ધોવાઈને કેવું ચમકે છે. ૯ છોકરી સારૂં સીવતી હતી. ૧૦ એક માત્ર નંદિનીનેજ તેણે સામે ઉભેલી જોઇ. ૧૧ તે સ્ત્રી એટલું બોલીને ચાલી ગઈ.

---

## પાઠ ૪૧.

### વાતચીત—बातचीत.

| | |
|---|---|
| રહીશ—वाशिंदे | ગામ—गाँव |
| શિક્ષણ—शिक्षण | ખાનગી—खानगी |
| માઈલ—मील | ઉમર—उम्र |
| વર્ગ—दरजा | વસ્તી—आबादी |
| વ્યાયામશાળા—व्यायामशाला | આસરે—करीब |
| પ્રવૃત્તિ—प्रवृत्ति | શિક્ષક—शिक्षक |
| અંત્યજ—अंत्यज, अछूत | સ્ટેશન—स्टेशन |
| બજાર—बाजार | |

## વાક્યો.

૧ તમારૂં નામ શું છે ? ૨ મારૂં નામ કાન્તિપ્રસાદ છે. ૩ તમારા બાપનું નામ શું છે ? ૪ મારા બાપનું નામ લક્ષ્મીપ્રસાદ છે. ૫ તમે કયાંના રહીશ છો ? ૬ હું દહેગામનો રહીશ છું. ૭ તમારી ઉંમર કેટલા વરસની છે ? ૮ મારી ઉંમર સોળ વરસની છે. ૯ તમારા બાપની ઉંમર કેટલા વરસની છે ? ૧૦ મારા બાપની ઉંમર છત્રીસ વરસની છે. ૧૧ તમારા બાપ શો ધંધો કરે છે ? ૧૨ મારા બાપ સરકારી નોકરી કરે છે. ૧૩ તમે શી પ્રવૃત્તિ કરો છો ? ૧૪ હું ભણું છું. ૧૫ શું ભણો છો ? ૧૬ હું અંગ્રેજી છટ્ઠી ચોપડી ભણું છું. ૧૭ તમારા ગામમાં કેટલી શાળાઓ છે ? ૧૮ મારા ગામમાં ચાર શાળાઓ છે. ૧૯ તમે તો અંગ્રેજી શાળામાં ભણતા હશો ? ૨૦ જી હા, હું ત્યાંજ ભણું છું. ૨૧ તમારી શાળામાં વર્ગો કેટલા છે ? ૨૨ મારી શાળામાં સાત વર્ગો છે. ૨૩ શિક્ષકો કેટલા છે ? ૨૪ શિક્ષકો નવ છે. ૨૫ તમારી શાળામાં શિક્ષણનું કામ કેવું થાય છે ? ૨૬ શિક્ષણનું કામ બહુ સારૂં થાય છે. ૨૭ તમારા ગામની વસ્તી કેટલી છે ? ૨૮ મારા ગામની વસ્તી પાંચ હજારની છે. ૨૯ તમારી અંગ્રેજી શાળા સિવાય બીજી કઇ કઇ શાળાઓ છે ? ૩૦ એક ગુજરાતી છોકરાઓની, બીજી ગુજરાતી કન્યાઓની અને ત્રીજી અંત્યજ શાળા છે. ૩૧ તમારા ગામમાં દવાખાનાં છે ? ૩૨ જી હા. ૩૩ કેટલાં છે ? ૩૪ ત્રણ છે. ૩૫ તેમાં સરકારી કેટલાં છે, અને ખાનગી કેટલાં છે ? ૩૬ તેમાં એક સરકારી અને બે ખાનગી છે. ૩૭

તમારા ગામમાં પુસ્તકાલય છે? ૩૮ હા જી. ૩૯ કેટલાં છે? ૪૦ બે છે. ૪૧ એ પુસ્તકાલયો કોની તરફથી ચાલે છે? ૪૨ એક સરકાર મદદથી ચાલે છે, અને બીજું જૈન લોકો તરફથી ચાલે છે. ૪૩ સરકારી પુસ્તકાલયમાં પુસ્તકો કેટલાં છે? ૪૪ લગભગ એક હજાર પુસ્તકો છે. ૪૫ એ પુસ્તકાલયમાં દૈનિક અને સાપ્તાહિક પત્રો કેટકેટલાં આવે છે? ૪૬ ત્રણ દૈનિક અને સાત સાપ્તાહિક પત્રો આવે છે. ૪૭ તમારા ગામની સ્ત્રીઓ પુસ્તકાલયનો લાભ લે છે? ૪૮ હા જી, ઘણી સ્ત્રીઓ લાભ લે છે. ૪૯ તમારા ગામમાં વ્યાયામશાળા છે? ૫૦ જી હા. એક છે. ૫૧ એમાં કેટલા છોકરા લાભ લે છે? ૫૨ લગભગ ત્રીસ છોકરા તેનો લાભ લે છે. ૫૩ છોકરીઓને માટે કસરતની કંઈ વ્યવસ્થા છે? ૫૪ ના જી, તેવી કંઈ વ્યવસ્થા નથી. ૫૫ તમારા ગામમાં સ્ટેશન છે? ૫૬ હાજી, સ્ટેશન છે. ૫૭ અમદાવાદ જવાના કેટલા ટાઇમ છે. ૫૮ અમદાવાદ જવાના ત્રણ ટાઇમ છે. ૫૯ તમારા ગામમાં નદી છે? ૬૦ ના જી, અમારા ગામમાં નદી નથી. ૬૧ તમારા નજીકના કયા ગામમાં નદી છે? ૬૨ નાંદોલમાં નદી છે. ૬૩ નાંદોલ તમારા ગામથી કેટલું દૂર છે? ૬૪ નાંદોલ અમારા ગામથી ત્રણ માઇલ દૂર છે. ૬૫ નાંદોલના લોકો કેળવણીમાં કેવા છે? ૬૬ તેઓ કેળવણીમાં આગળ વધેલા છે. ૬૭ તમારા ગામમાં બજાર હશે? ૬૮ હા જી, બજાર છે. ૬૯ બજારમાં કેટલી દુકાનો હશે? ૭૦ આસરે એંસી દુકાનો હશે.

---

# પાઠ ૪૨.

## વાતચીત-बातचीत.

### શબ્દો.

ધાતુ—धातु
કાંસુ—काँसा
પકવવું—पकाना
કહોળું—कद्दू
એરંડીયું—अंडी का तेल
ચીપીઓ—चिमटा
કલાઈ—रांगा
ગગરો—गगरा
તુરીઆં—तुरइ
જાત—तरह
ખીલો—कीला
પિત્તળ—पीतल
થાળી—थाली
કોબીજ—गोभी
કાકડી—ककड़ी
પાવડો—फावड़ा
કથરોટ—परात
સાંકળાં—सांकड़े

લોઢું—लोहा
તપેલું—पतीला
ભીંડા—भिण्डी
શેરડી—ईख
કડછી—करछी
તાંબું—ताँबा
વાડકો—कटोरा
વેરો—मालगुजारी, लगान
કારેલાં—करैले
મગફળી—मूँगफली
કુંચી—कुँजी
જસત—जस्ता
કંસારો—ठठेरा
રીંગણ—बैंगन
ગ્યાસલેટ—मिट्टीका तेल
સાણસી—सँडासी
કુહાડી—कुल्हाड़ी

૧ ધાતુઓનાં થોડાંક નામ આપો. ૨ સોનું, રૂપું, તાંબું પિત્તળ, લોઢું, કલાઈ, જસત, કાંસું વગેરે. ૩ એમાં મૂળ ધાતુઓ કઇ છે? ૪ સોનું, રૂપું, તાંબું, લોઢું, કલાઇ અને જસત મૂળ ધાતુઓ છે. ૫ બનાવટી ધાતુઓ કઇ છે? પિત્તળ અને કાંસું બનાવટી ધાતુઓ છે. ૭ મૂળ ધાતુઓ કયાંથી મળી આવે છે? ૮ તેઓ ખાણમાંથી મળી આવે છે. ૯ પિત્તળ કેવી રીતે બને છે? ૧૦ તાંબામાં જસત મેળવવાથી પિત્તળ બને છે. ૧૧ કાંસું કેવી રીતે બને છે? ૧૨ તાંબામાં કલાઇ મેળવવાથી કાંસું બને છે. ૧૩ સોના રૂપાનું શું શું બને છે? ૧૪ સોના રૂપાનાં ઘરેણાં બને છે. ૧૫ કયાં કયાં ઘરેણાં બને છે? બંગડીઓ, કડું, કંઠી વીંટી, સાંકળાં વગેરે. ૧૬ સોના રૂપાનાં ઘરેણાં બનાવનાર શું કહેવાય છે? ૧૭ સોના રૂપાનાં ઘરેણાં બનાવનાર સોની કહેવાય છે. તાંબા પિત્તળ અને કાંસાનું શું બને છે? ૧૯ તાંબા, પિત્તળ અને કાંસાના વાસણો બને છે. ૨૦ કયાં વાસણો બને છે? ૨૧ થાળી, વાડકા, લોટા, પવાલાં, તપેલાં, કથરોટો, બેડાં, ગગરા વગેરે. ૨૨ તાંબા પિત્તળનાં વાસણ બનાવનાર શું કહેવાય છે? ૨૩ તાંબા પિત્તળનાં વાસણો બનાવનાર કંસારો કહેવાય છે. ૨૪ લોઢાનું શું બને છે? ૨૫ લોઢાની કુહાડી, પાવડા, કડછી, સાણસી, ચીપીઆ, ખીલા, તાળાં, કુંચીઓ વગેરે વસ્તુઓ બને છે. ૨૬ લોઢાનાં ઓજારો બનાવનાર શું કહેવાય છે? ૨૭ તે લુહાર કહેવાય છે. ૨૮ થોડાંક અનાજનાં નામ આપો. ૨૯ બાજરી, ઘઉં, જવ, જુવાર, મકાઈ, ચોખા, મગ, તુવેર, અડદ, ચણા વગેરે. ૩૦ અનાજ કોણ પકવે છે? ૩૧ ખેડુત અનાજ પકવે છે. ૩૨ ખેડુતો સરકારને શું ભરે છે? ૩૩ ખેડુતો

સરકારને વેરા ભરે છે. ૩૪ થોડાંક શાકનાં નામ આપો. ૩૫ બટાટા, સુરણ, રતાળુ, કોબીજ, ભીંડા, તુરીઆં, કહોળું, રીંગણાં, કારેલાં, કાકડી વગેરે. ૩૬ શાક વેચનાર શું કહેવાય છે? ૩૭ શાક વેચનાર કાછીઓ કહેવાય છે. ૩૮ ગોળ શામાંથી બને છે? ૩૯ ગોળ શેરડીમાંથી બને છે. ૪૦ તેલ કેટલી જાતનાં હોય છે? ૪૧ તેલ બે જાતનાં છે. એક બીજમાંથી નીકળતું તેલ અને બીજું ભૂમિમાંથી નીકળતું તેલ. ૪૨ બીજમાંથી નીકળતા તેલનાં થોડાંક નામ આપો. ૪૩ તલનું તેલ, એરંડીયું, અળસીનું તેલ, મગફળીનું તેલ વગેરે. ૪૪ ભૂમિમાંથી નીકળતાં તેલનાં નામ આપો. ૪૫ ગ્યાસલેટ, પેટ્રોલિયમ વગેરે.

---

## પાઠ ૪૩.

### પરિચ્છેદ સંગ્રહ—परिच्छेद संग्रह.

### શબ્દો.

| | |
|---|---|
| અધ્યયન—अध्ययन | ભાવ—भाव |
| ઉદ્ધાર—उद्धार | બેશુદ્ધ—बेसुध |
| કૉલેજ—कालेज | પરિણામે—फलतः |
| રીત—ढंग | બેરિસ્ટર—बैरिस्टर |
| અંતિમ—अंतिम | ઉપકાર—उपकार |
| સમ્રાટ—सम्राट | મહત્વપૂર્ણ—महत्वपूर्ण |
| આવિર્ભાવ—आविर्भाव | કમાવું—कमाना |
| મનન—मनन | આધાર—आधार |
| પ્રોફેસરી—प्रोफेसरी | દેવાદાર—ऋणग्रस्त |

| | |
|---|---|
| દશા—हाल | દહેજ—दहेज़ |
| ખેદ—खेद | બદલો—बदला |
| કૂટનીતિ—कूटनीति | ઉત્કૃષ્ટ—उत्कृष्ट |
| પ્રતિભા—प्रतिभा | આસુરી—आसुरी |
| સમસ્ત—समस्त | સંગ્રહ—संग्रह |
| ભક્ત—भक्त | આવક—आमदनी |
| દરકાર—परवा | બનેવી—बहनोई |
| નિશ્ચિંત—निश्चित | વલણ—झुकाव |
| બળ—बल | સમાજનીતિ-समाजनीति |
| સાહિત્ય—साहित्य | ચાતુર્ય—चातुर्य |

ઉત્તમ ગ્રંથોના અધ્યયનથી ધર્મ, નીતિ, ચાતુર્ય, પ્રતિભા, શૌર્ય, ધૈર્ય આદિ વૃત્તિઓનો આવિર્ભાવ થાય છે. અને જેમ જેમ એ દૈવી ગુણોનો આવિર્ભાવ થતો જાય છે તેમ તેમ સંસારના આસુરી ભાવોનો નાશ થતો જાય છે.

પોતાના સુખને માટે જીવનનો થોડો સમય વાંચવા લખવામાં અવશ્ય ખર્ચ કરો. સંસાર, વેપાર, વ્યવહાર, ખાવું, કમાવું, વિવાહ કરવો એને તો સંસાર જાણેજ છે; પણ સંસારને જાણવાને માટે આપે હંમેશાં પુસ્તકો વાંચવાં જોઇએ.

અમેરિકામાં બધા માણસો હંમેશાં વાંચે છે. એજ કારણે તે દેશ સમસ્ત સંસારમાં વધારે સુખી છે. ભારતવર્ષમાં ૧૦૦ માં ૯૯ માણસ વાંચતા નથી. એજ કારણે આજ બધાથી વધારે દુઃખી દેશ છે.

જ્ઞાનથીજ હિંદુસ્તાનનો ઉદ્ધાર છે. પુસ્તકોના વાંચવામાંજ જ્ઞાન વધવાનો આધાર છે. પોતાના દેશને માટે

વાંચો–વિચારો–મનન કરો, અને વાંચવાને માટે ઉત્તમોત્તમ પુસ્તકોનો સંગ્રહ કરો.

મહાપ્રભુ ચૈતન્યદેવ બંગાળામાં એક અનન્ય ભક્ત વૈષ્ણવ થઇ ગયા છે. તેઓ એક દિવસ ફરતાં ફરતાં જગન્નાથપુરી પહોંચ્યા. ત્યાં ગરૂડસ્તંભને નીચે ઉભા રહીને દર્શન કરતાં કરતાં તેઓ ભક્તિના આનંદમાં બેશુદ્ધ થઇ ગયા.

શૈલેશ્વર ઘોષાલ કૉલેજમાં પ્રોફેસરી કરતા હતા. બ્રાહ્મોસમાજી હતા. જેટલી તેમની આવક હતી તેનાથી ખર્ચ કયાંય વધારે હતું, પરિણામે તેઓ દેવાદાર હતા; પણ એની તેમને દરકાર ન હતી. સાહેબી રીતથી રહેતા હતા. એજ દશા તેમના બનેવીની હતી, જેઓ બેરિસ્ટર હતા.

બહુ વધારે દહેજ ન આપી શકવાના કારણે જ્ઞાનદાના પિતા તેનો વિવાહ કરવા પામતા નહિ. જો અતુલે તેમને જ્ઞાનદાની તરફથી નિશ્ચિંત ન કરી દીધા હોત, (તો) તેમને પોતાના અંતિમ સમય સુધી એજ વાતનો ખેદ રહી જાત. અતુલનું વલણ જ્ઞાનદાની તરફ વધતુંજ જાય છે, જેનાં અનેક કારણોમાંથી એક કારણ એ પણ છે કે જ્ઞાનદાને હાથે તેની પ્રાણ–રક્ષા થઇ હતી, અને તે તેના ઉપકારનો બદલો આપવા ચાહતો હતો.

ચાણકય અર્થશાસ્ત્રના વિશ્વવિખ્યાત પંડિત હતા. તેમણે પોતાની પ્રબળ રાજનીતિના બળથી નંદ રાજાઓનો નાશ કરી મૌર્ય ચંદ્રગુપ્તને ભારતનો પ્રસિદ્ધ સમ્રાટ બનાવ્યો હતો. તે જ ચાણકયનું લખેલું ‘ અર્થશાસ્ત્ર ’ કૂટનીતિ, રાજનીતિ અને સમાજનીતિનું એક ઘણુંજ મહત્વપૂર્ણ, ઉપયોગી અને ઉત્કૃષ્ટ પુસ્તક છે. પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં તેનું ઉંચું સ્થાન છે.

સમાપ્ત.